# સાચો સુયશ

ગ્રામપ્રેમી ગુજરાતને ખોળે મારા જીવનના આદ્ય ધ્યેય સમા લોકસાહિત્યના સંશોધનનો આ નિષ્કર્ષ મૂકું છું. તે પ્રસંગે મારા મનની ઊંડી વ્યથાભરી એક જ વાત કહી નાખું છું: યથાશક્તિ મેં મારા એક જ પ્રાંતની લોકવાણીનું આટલું સંશોધન ને દોહન કર્યું. મનોરથ તો ગુજરાતભરના જૂના વાણી ચોપડા ઉકેલવાનો હતો; પણ એ તો મનની મનમાં જ રહી. હવે હું યુનિવર્સિટીના મહાલયમાં વિચરનારા હજારો ગુજરાતી જુવાનોને આ સાદ પાડું છું કે થોડાક તો નીકળો, કોઈક તો કમ્મર કસો! આપણાં રાનીપરજ ને કાળીપરજ, આપણા ભીલો ને ધારાળાઓ, આપણી અતિશય રત્નાકરપટ્ટીના કંઠાળવાસી નાવિકો અને નાખુદાઓ, તેમની પાસે હજુ ય અસ્પર્શ્ય રહેલી લોકવાણીને તાણી લાવી યુનિવર્સિટીને દ્વારે હાજર કરો. આવો સુયશ જ સાંપડશે—આપણને ને આપણી વિદ્યાપીઠને.'

૧૯૩૯ 'લોકસાહિત્ય'ના નિવેદનમાં

ભારતી સાહિત્ય સંઘ લિ.
પો. ઑ. નં. ૬૭૮ · મુંબઈ-૧
પો. ઑ. નં. ૭૩ · અમદાવાદ

# પરકમ્મા

ઝવેરચંદ મેઘાણી

મુખ્ય વિક્રેતા
ભારતી સાહિત્ય સંઘ–લિ૦
પો. બો. નં. ૯૭૮ : મુંબઇ–૧
પો. બો. નં. ૭૩ : અમદાવાદ–૬

# નિવેદન

આ પુસ્તક લખાયું તેનું શ્રેય ભાઈશ્રી ઉમાશંકરને જાય છે. 'બુદ્ધિપ્રકાશ'નું સંપાદન પોતાને સોંપાતાં એણે મને લખ્યું કે લોકસાહિત્યના તમારા સંશોધનકાર્યમાંથી કંઈક chips from the workshop (કોઢયમાં પડેલાં છોડિયાં) વીણીને બુ. પ્ર. માં આપતા જાઓ. એ સૂચના મળતાં મેં મારી ટાંચણ–પોથીઓનાં પાનાં ઉથલાવવા માંડયાં. કટકા બટકા ને કરચો, છોલ અને છોડિયાં, ઝીણી મોટી ખરઝર પાને પાને વણવાપર્યાં પડી રહ્યાં જોયાં. આજ સુધી જે સંગ્રહો આપી ચુકયો છું તેના ઉપર નવું અજવાળું નાખે તેવી નાની મોટી વિગતો, વાર્તિકો ને ટૂચકા જડી આવ્યા.

તદુપરાંત એક વિચાર ચમકયો : કે મારી સંશોધન-વાટ પર, મારા રઝળપાટને માર્ગે મને જે જે જીવતાં જનો વાતો કહેનારાં ભેટયાં, તેમની ઓળખાણને ગ્રંથસ્થ કરી તેમનું ચિરસ્મરણ પણ કાં ન સંઘરી લઉં.

પરિણામ આ લખાણ. બુ. પ્ર. માં તો એ થોડાં પાનાંનું ત્રમાસિક હોવાને કારણે ન આપી શકયો પણ 'ઊર્મિ' માસિકમાં એની લેખમાળા 'ટાંચણપોથીનાં પાનાં'ના નામે ચાલુ કરી. 'ઊર્મિ'ના સંપાદકના સાંઢસામાં જો ન ચંપાયો હોત તો

નફ્ફકરાઈમાં લખવાને ટેવાયો ન હોઈને આ બધો કુટારો સાત જનવારે પણ બંદા ન કરત ! આ તો તકદીર બોચી ઝાલીને પાણીમાં ઝીંકે છે તેને જ આભારી છે.

આનો ઘાટ એક આત્મકથા જેવો ઊતર્યો છે. પણ એ લેખકની આત્મકથા નથી (એવી કોઈ છેડતી સાંખી લેવા આત્મજીવન તૈયાર પણ નથી.) આ તો છે મારા વિષયની– લોકસાહિત્યની શોધનકથા. 'ઊર્મિ' ના વાચકોએ, વિદ્વાનો કે સામાન્યોના ભેદ વિના આ વાચનમાં રસ લીધો છે. જન-સામાન્યને એમાં ભરપૂર પડેલા કથાપ્રસંગો રસપ્રદ થયા છે, અને અભ્યાસીઓને એમાં પ્રકટ થતી મારી શોધન-પદ્ધતિની વિગતો થકી આનંદ ઊપજ્યો છે.

આવો લેખનપ્રકાર બીજા કોઇ માણસે ખેડયો હોવાનું જાણ્યું નથી. એની અભિનવતા એ એનો ગુણ છે કે દોષ તે તો ખબર નથી. અભિનવતાનું ગુમાન આ આલેખનની પ્રેરણા રૂપ નથી, પણ પચીસેક વર્ષ સુધી જે મારાં પરિભ્રમણોનું ધામ હતું તે ગિરિશૃંગમાલાની ફરતો એક વાર માનસિક ચક્કર લગાવતો જાઉં એ એક જ તરંગને આભારી આ કાર્ય છે.

બોટાદ
૧૨ : ૨ : '૪૬

ઝવેરચંદ મેઘાણી

# ક્રમ


**પ્રયાણ પહેલું** — ૧ થી ૬૮

ટાંચણનાં પાનાં — ૧
રીસાળુ અને ફૂલવંતી — ૧૭
સજણાં — ૨૮
'ઓળીપો'ની વાતોનાં બીજ — ૪૭
પોકારીને પાલો ભણે — ૫૪
ખાંભીઓ જુહારું છું — ૬૦

**પ્રયાણ બીજું** — ૬૯ થી ૧૨૦

ગણજો ગોરી પીપળિયાનાં પાંદ રે — ૭૦
'ઘોડી અને ઘોડેસ્વાર'ના શિલ્પી — ૮૫
બંદૂકો આવી ને બહાદુરો રડયા — ૯૯
વાતડાહ્યાઓ વિદાય લે છે — ૧૦૭

**પ્રયાણ ત્રીજું** — ૧૨૧ થી ૨૧૧

ઘર રહેશે, રહેશે ધરમ — ૧૨૨
એકલિયો બહારવટિયો — ૧૩૪
સંતદર્શન કરાવનારા — ૧૪૩
મારી મેંદીનો રંગ ઊડી જાય રે — ૧૬૦
ત્રાગડે ત્રાગડ — ૧૭૬
કીર્તિલેખ કોના રચાય છે ? — ૧૮૩
પરકમ્માનો પહેલો પોરો — ૨૦૦

# ટાંચણનાં પાનાં

લોકસાહિત્યને ખેડતાં ખેડતાં આજ ચોવીસેક વરસની અવધ થઈ. પત્રકારત્વને ધંધાર્થી ખીલે બંધાયાં બંધાયાં, ગળે પડેલી રસીએ જેટલે કુંડાળે ભમવા દીધો તેટલો પ્રદેશ ખેડી શકાયો. એકધારું અને અવિચ્છિન્ન એ ખેડાણ થઇ શક્યું હોત તો વધુ વાવેતર ન કરી શકાયું હોત ! લોકપ્રદેશ જેટલો જોયો તેથી દસ-વીસ ગણો જોઈ ન શકાયો હોત ! ચારણોને, બારોટોને, વાતડાહ્યાં અન્ય માણસોને, રાસડા ગાનારી ને કથાઓ કહેનારી માતાઓને, બહેનોને, તુરીઓને, ભજનિકોને, દરબારોને, મુસદ્દીઓને, પોલીસ નોકરીઆતોને, ઘાંચીને, મોચીને, માળીને, મીરને, રખેડરને, જેટલાને મળાયું તેના કરતાં પચાસગણી વધુ સંખ્યામાં મળાયું હોત તો આજે ભરાયાં છે તેના કરતાં કેટલાં વિશેષ પાનાં, મારી ટાંચણ-પોથીઓનાં ભરાયાં હોત ! પણ જો પત્રકારત્વની સ્ફૂર્તિ ન હોત તો લોક-સાહિત્યનો આ રસ જીવતો રહી શક્યો હોત શું ? અભ્યાસની જડતા ન આવી જાત ?

ટાંચણની પોથીઓ આજે મારી સામે પડી છે. કેટલાં પાનાં હશે ? બે ત્રણ હજાર તો જરૂર હશે. એ પાનાં કોઈ કોઈ વાર ઉથલાવું છું, અને ચોવીસ વર્ષોના આ પ્રદેશનાં પરિભ્રમણોનું પુનરાવર્તન અનુભવાય છે. એક દળદાર પોથીના પહેલા પાના પર—

**માગશરે મારગડે રમતાં**
**ભેળાં બેસી ભોજનિયાં જમતાં**
**હરિને હવે નથી ગમતાં રે**
**ભરમ્યા ભૂદર શું ના’વ્યા !**

એમ માગશર, પોષ, માહ, અને—

ફાગણુ માસે ફેર ફરે હોળી,
નારી પેરે ચરણાં ને ચોળી,
કેસુડાં બહુ રે છાંટયાં બોળી-ભરમ્યા.

એવી લોકવિરહિણીની આખી બારમાસી કોણે ને કયારે લખાવી ? નામ નથી, તારીખ નથી, સંશોધનની શાસ્ત્રીય પદ્ધતિ શી છે તે હું જાણુતો નહોતો. પણ હૈયાની કોરે ટાંકેલ છે નામ ઠામ ને તારીખ. એ તો રાણપુર ગામના હરિજનવાસના ઢેઢ ધૂડાનું ગાયેલું.

## ધૂડો ઢેઢ

ધૂડો અમદાવાદ રળતો. હોળીએ ને ગોકળઆઠમે ઘેરે આવતો. કાને બહેરો, બોલવે દબાતા સાદવાળો, પચાસેક વર્ષનો શ્વેતવસ્તરો ધૂડો, એ બેય તહેવારે ઢેઢવાડાનાં નરનારીઓને ઘેલાં કરતો. કડતાલ બજવતો ને છલાંગો મારતો ધૂડો, વિશાળ કુંડાળે ગવરાવતો. એના રાસડા ગરબા ઝીલતી સ્ત્રી-પુરુષોની મિશ્રમંડળી ધૂડાના કરતાં બેવડી ઝુકાઝુક મચવીને ગાતી ઘૂમતી. કોઇ કોઈવાર ધૂડો ખડીઓ લઈને આવી ઓફિસે ઊભો રહેતો, લખતાં લખતાં માથું ઊંચું ન કરું ત્યાંસુધી ચૂપચાપ ઊભો રહેતો, નજર કરું એટલે માગેઃ ' રુશનાઈ આપો !' ' કાગળ આપો ! '—

કયાં છે આજે એ ધૂડો ? છેલ્લે છેલ્લે દીઠે બે ત્રણ વર્ષો વહી ગયાં. અંધાપો આવી ગયો હતો. રુશનાઈ માગી તે આપી હતી કે નહિ ? 'હમણાં કામમાં છું, હમણાં જાવ, પછી આવજો,' એમ કહીને વળાવ્યો હતો શું ? પાછો આવ્યો જ નથી. કયાં છે ? તપાસ પણ કરાવી નથી. જીવે છે કે નહિ ? હરિજનવાસ તો પડોશમાં જ છે, તો યે વાવડ લીધા નથી ? ધૂડે તો ગીતો ઘણાં આપેલાં.

## જીજી બારોટ

પાનાં ફરે છે, ધૂડે આપેલ હાલરડાં અને 'માતાનો વડલો' વાળું ગીત પાછળ જાય છે, અને એની પડખોપડખ એક ઊજળી જ જીવન-

ગતિને યાદ કરાવતું પાનું ઊઘડી પડે છે. લખ્યું છે–'ભૂચર મોરી.' મારી 'સમરાંગણ' નામની મોટી વાર્તાનો જે મધપૂડો રચાયો તેનું પ્રથમ મધુબિન્દુ મૂકનાર એ કોણ હતું? નામ નથી. મિતિ કે ઠામ નથી. અન્વેષક ત્યારે અડબંગ હતો! યાદ આવે છે. યાદ આવે છે–જીજી બારોટ. એને લઈને છેક બરડા પ્રદેશથી તે કાળના અમલદાર મિત્ર ભાઈશ્રી મોહનલાલ રૂપાણી આવેલા. યાદ આવે છે મીઠું મોં, મીઠપભરી બારોટ–જબાન, હસમુખો ચહેરો. ટાંચણ આમ છે–

"જેસા વજીરની વહુ: થાન લબડે: લૂગડાં ધોવામાં અડચણ: થાન અંભે નાખેલ: નાગડો ધાવે પાછળ ઊભો ઊભો.

"જામ :–જેસા ડાડા! હી જોરાર કીંજે ધરજી હુંદી!
(તૂટેલ આઉવાળી ભેંસ–ગાય 'જોરાળ' કહેવાય.)
"જેસો :–અંજા ધા થીંદા ઈ અગીઆં ન્યારજા."
(એના જે ધા થાય તે આગળ નિહાળજો.)

પછી તો દુહા ટાંકેલ છે. ઉપલું ટાંચણ જે માર્મિકતાથી ભરેલ છે તેને વાંચકો નહિ સમજે. પણ મારી નજરે તો એ બનાવ હજી યે બની રહેલો, ચાલુ સ્થિતિમાં, એક સોરઠી નદીને આરે, દેખાયા કરે છે. મારી 'સમરાંગણ'ની આખી ય વાર્તામાં એ એક જ પ્રસંગે બળ પૂર્યું. સૌરાષ્ટ્રમાં શહેનશાહ અકબરશાહની મોકલેલ સૌપહેલી ચઢાઈ; અને અમદાવાદના અકબરશત્રુ શાહ મુઝફ્ફર નહનુના આશ્રયદાતા સોરઠી ઠાકોરો સાથે એ અકબર–ફોજના ભયાનક જુદ્ધનું નામ ભૂચર મોરીની લડાઈ. ભૂચર મોરી: કોઈ મહાકાવ્ય મહાગાથાને દિપાવે તેવો મામલો: અને એમાં નાયકપદે મૂકી શકાય તેવા સુરાપરા લાડકપુત્ર નાગડા વજીર નામના જે જુવાન પાત્રની માવજત મેં 'સમરાંગણ'માં ઊઘડતા પાનાથી માંડીને કરી છે, તે પાત્રનું પ્રથમ બીજારોપણ મારી કલ્પનામાં ઉપલા કચ્છી શબ્દો વડે મૂકીને જીજી બારોટ ચાલ્યા ગયા.

જીજી બારોટને શામાટે આટલા જલદી વળાવી દીધા? એક તરફથી અખબારના સંપાદનમાં પૂરો સમય આપવો પડતો. બીજી તરફથી છાપાંકામ જેને ભાગ્યે જ પુષ્ટ કરી શકે છે-બલકે હણી નાખે છે-તેવો આ લોકવિદ્યાનો સર્વદેશીય રસ કેળવવાનો હતો. મારો રસ હજુ એક જ પ્રકારની વાર્તાઓમાં નીપજ્યો હતો. ખબર નહોતી કે આ બારોટો ચારણો જે કંઈ અગમનિગમની અડબંગ વાતું કરે તે પણ ભાવિમાં ખપ લાગશે. જીજી બારોટની વધુ વાતો નીરસ લાગી. એમને શ્વાસ ખાવા યે વખત આપ્યા વગર સામગ્રી નિચોવી લેવી હતી! એની સાથે તો મહોબ્બત કેળવવી પડે એ ચાવી માલૂમ નહોતી. આજે ઓરતો થાય છે, કે જેણે કોઇ પણ ગ્રંથમાં કદાપિ ન મળે એવી આ નાગડા વીરની બાલ્યાવસ્થાની વિચિત્રતાની અને સ્તનો પાછળ નાખીને ધવરાવનારી જનેતાની વાત કરી, તે બારોટ એવાં બીજાં પણ ઘણાં રહસ્યો આપી શકયા હોત. જીજી બારોટો વારંવાર ભેટતા નથી. એકવાર ઝમૂકી ગયા પછી કેટલા ય દીવા કાયમને માટે બુઝાઈ જાય છે.

## વાર્તાકથનની તાલીમ

આગળ ઊથલો પાનાં!-ને ટાંચણ-આવે છે વાર્તાકથન માટેની તૈયારીનું. વાર્તાઓ તો હું યે માંડતો, એની કહેણી મનમાં ગોઠવતો. દાખલા તરીકે 'માત્રા વરૂ ને જાલમસંગ' વાળી સોરઠી પ્રેમશૌર્યવંતોની વિલક્ષણ ભાઇબંધીની વાત (રસધાર ભાગ ૧) કહેવી છે. કચ્છ દેશના એક વીરને વર્ણવવો છે-તો એમાં શરૂઆતમાં આવે એ દેશનું કાવ્ય-વર્ણનઃ સંભારો કચ્છના દુહા :

**ભજ નગર ને કચ્છ ધરા**
**નૈ પીંગળશે પાર,**
**રા' દેવળનાં રાજ છે,**
**આલો જોયે ચાર. ૧**

**ભલ ઘોડા, કાઠી ભલા,**
**પેનીઢક પેરવેશ;**

રાજા જાદુવંશરા,
ઓ ડોલરિયો દેશ.

બેરી, બુરી ને બાવરી
કુલ કંઢા ને કખ;
હોથલ હલો કચ્છડે
(જિતે) માડુ સવાયા લખ. ૩

વંકા કુંવર, વિકટ ભડ,
વંકા વાછડીએ વછ,
વંકા કુંવર ત થીએ,
પાણી પીએ જ કછ. ૪

આમ દુહા કહીને વાર્તાની લીલાભૂમિનો ચિતાર ખડો કરવો. પછી એવા કચ્છની એક ઠકરાતનો ઠાકોર ચીંથરેહાલ વેશે, અણ-ઓળખ્યો, કાઠિયાવાડના એક ઠાકોર માત્રા વરૂને ડાયરે આવીને બેઠો છે. એ ડાયરાને ય વર્ણવો જોઈએ ના! માટે ડાયરો આલેખતા દુહા ટાંકવા. પહેલાં તો કસુંબા કઢાતા હોય, અને બેઠેલા વીરોને અમલના કેફ ચડતા હોય—

નભારાં ચંબક રંડે,
હોય મરદાં હલ્લ,
શિર તૂટે ને ધડ લડે,
આયો શેણ અમલ્લ.

પછી, એવા અમલનો કેફ કરીને ધીંગાણે ન ચડી શકનાર ઢીલાઢફ આદમીની ગૃહિણીને કેવું લાગે તેનો દુહો—

જે મુખ અમલ ન ચાખિયો,
તુરી ન ખેંચ્યા તંગ,
ફટ અલૂણા સાયબા!
આપું તોં કીં અંગ!

'અલૂણા' (મીઠા વિનાના!) કહીને એવા મરદને ફિટકાર દેતી

નારી કહે છે કે, કેફમાં ચકચૂર બની, અશ્વના તંગડા ખેંચી જુધ્ધે ન ચડનારાને હું મારો દેહ શી રીતે રંગરાગમાં આપું ! પણ એ તો આ જન્મ પૂરતી કઠણાઈ ! આવતે ભવે ય કાંઈ નિર્વ્યસનીને નિરાંત છે !—

**પરભાતે જેણે ના પિયા**
**ઘાટા કસુંબા ઘૂંટ,**
**તે નર સરજે ઊંટ**
**વેરાગીને બારણે.**

એવો જરી પરિહાસઃ ને તુરત પાછી અમલમાં છકેલા પિયુની લાલ ચટક ચકચૂર આંખોને કબૂતરની રાતી આંખો જોડે સરખાવતી, અને તીર સમી પાધરી કહી બિરદાવતી કામિનીની ઉક્તિઃ—

**પારેવાં જીં રત્તીયું**
**સર જી પાંસરીયું,**
**ઘાટે કસુંબે ઘુંટીયું**
**વાલમજી અખીયું.**

કાઠિયાવાડી ને કચ્છી, બેઉ બોલીની ગૂંથણી કરીને એ બેઉ પ્રદેશોને સાંકળતી આ વાર્તાનો ઉઠાવ કરવો. અને પછી એવા દાયરામાં ચૂપચાપ અને ગૂમશાન બેઠેલ પેલા ચીંથરેહાલ કચ્છી પાત્રની નિંદરવિહોણી રાત આવેઃ સૌ ઊંઘે છે. એ જાગે છે. નીંદર કાં ન આવે?

નીંદર કોને કોને ન આવે? બોલો દુહો :

**નીંદર ના'વે ત્રણ જણાં**
**કહો સખિ! કિયાં?**
**પ્રીતવછોયાં, બહુરણાં,**
**ખટકે વેર હિયાં.**

તો આ પુરુષ એ ત્રણમાંનો કિયો છે? કોઇ પ્રીતવિછોયો—પ્રેમભગ્ન છે? કોઈ બહુરણો—મોટો કરજદાર છે? ના, ના, એ તો ત્રીજી જાતનો છેઃ 'ખટકે વેર હિયાં'—એને હૈયે મોટાં વેર ખટકી રહેલ છે.

પછી રાતે એ ટાઢે ધ્રૂજતા પુરુષે ઘરની અંદર જઈને શું જોયું ? જોઈ એક નારી—પણ કેવી ? ટાંકો સુશીલા સોરઠીઆણીનું દુહાચિત્ર—

**લંબવેણી, લજ્જા ઘણી.**
**પોંચે પાતળિયાં;**
**આછે સાંયે નિપાવિયાં**
**કો કો કામણિયાં.**

આછે (અચ્છે) સાંયે અર્થાત ભલા ભગવાને કોઈક કોઈક જ નીપજાવી છે તે પૈકીની એક કામની.

**પીતળ સરખા પીંડિયું**
**હીંગળા સરીખા હાથ;**
**નવરે દિનોનાથ,**
**(તેદી) પંડ બનાવી પૂતળી.**

**આંગળીઆં ફળીઆં જસી**
**દાડમ કળીઆં દંત,**
**લોન મેં રેખા સારખી**
**વીજળીઆં વળકંત.**

એવી સુતેલ સુંદરીને—પોતાના આશ્રયદાતાની ઘરવાળીને 'મા–બહેન' તુલ્ય માની, ફક્ત પલભર દેહની ટાઢ ઉડાડવા માટે એ કંગાલ એના ખાલી પડખામાં સૂઈ ગયો હશે, પ્રભાત સુધી ઘારણ વળી ગયું હશે, રાતમાં પોતાની ધેનુઓને પહર લઈ ગયેલો એ ઢોલીઆના ખાલી પડખાનો ખરો હક્કદાર ધણી પ્રભાતે પાછો આવ્યો હશે, પરપુરુષને ઘરનારી સાથે પડેલો જોઇને એને શું થયું હશે ! કેવો પ્રકોપ ?

**ફરકંત ભુજ, થરકંત અંગ**
**અરૂ રોમરાઇ ઉલટે ઉભંગ**

બસ, બે જ ચરણો, કોઈક વાર્તાકારની વાણીમાંથી યાદ રહ્યાં છે.

પ્રવેશ પછી પ્રવેશને આવાં ભાવવ્યંજક સુભાષિતોએ સજાવીને વાર્તા માંડવાની કલા હું યે તે કાળમાં કેળવતો. ગુજરાતે એ વાતો ઉમંગભેર સાંભળી અને ઝીલી છે.

## વાર્તા ગુમાવી

પાનું ફરે છે—શાહીના અક્ષરો તો ક્યારના અદૃશ્ય બન્યા છે, પોણોસો રૂપિયાનો પગારદાર ફાઉન્ટનપેન ક્યાંથી વસાવી શક્યો હોય! પેનસિલના માખ-ટાંગા જેવા અક્ષરોમાં ટાંચણ ચાલ્યું છે—

' ભોકો વાળો

' લીળના લાડા જેવા દીકરા

' વિચિત્ર મુલક, વાળાઓનો પડ્યો જબર

' રૂપાણી શેઠ

' નાગડા બાવાની જમાત. બૂકમાર બંદૂક. શરણાઈના છાડા જેવી નાળી. કાંઠા જેવી નાળ્ય: કાં જામગરી કાં ચકમકથી ફૂટે. ગોળીને બદલે લોઢાનો ખેરીચો ભરાય ખોબે ભરીને. '

' બંદુક—દેશી. સીસકાન—અરબી. વિલાતી. મકરાણની બૂકમાર.

' જંજાળ—બહુ લાંબી, લાકડાની ઘોડી ઉપર મંડાય.

' ખેરીચો, દોકડા, ઢબુ વગેરે ભરાય.'

સમજો છો કંઈ? ટાંચણ કપાઈ જાય છે. આગળ કોઈ મુદ્દો નથી. તમને વાંચકોને લાગશે અગડં બગડં. પણ મને લાગે છે કે એક સારી વાર્તાને હું હારી બેઠો. ભોકો વાળો, લીળના લાડા જેવા દીકરા, રૂપાણી શેઠ, નાગડા બાવા, અને બૂકમાર બંદૂક : નથી લાગતું કે આટલાં પાત્રો કોઈ પણ એકાદ કથાના આલેખન માટે પૂરતાં હશે? કોણે કરાવી આ નોંધ? યાદ નથી. મેં વારતા ગુમાવી અને તમને તુંબડીમાં કાંકરા.

## સરસ્વતીનું ચારણ-સ્તવન

પાનું ફરે છે. સ્તુતિ આવે છે. સરસ્વતીનું ચારણી ઉદ્બોધન :

'ચિંતા બિઘન બિનાસિની
'કમલાસની શકત્ત !
વીસહથી હંસવાહની
'માતા દેહુ સમત્ત !

'વંદું આદ્ય અનાદ્ય તુંહિ ભવાની.
'તુંહિ જોગમાયા, તુંહિ બાગબાની !
'તુંહિ ધરની આકાશ વિભુ પસારે,
'તુંહિ મોહમાયા વિષે સૂલ ધારે.
'તુંહિ ચાર વેદં', ખટં' શાસ્ત્ર બાની,
'તુંહિ જ્ઞાન વિજ્ઞાન મેં સર્વ જાની.
'તુંહિ રાગ રાગાન ભેદે પુરાની
'તુંહિ જંત્રમે, મંત્રમેં સર્વ જાની

ને પાછલે પાને વેરાયાં છે, હાડપિંજરનાં વેરવિખેર અસ્થિ જેવાં, કેટલાક દુહાનાં ત્રૂટક ચરણો. એક ચરણ આ રહ્યું—

'અંતર જી તાંત્યું કરૂં.'

બાકીનાં ત્રણ ચરણો કયાં ? આંતરડાંનાં તંતુઓ કરીને વાદ્ય બજાવવાનું કોની વલ્લભાએ મન કર્યું હશે ? કયા તીવ્ર ઊર્મિ-સંવેદનનો પ્રસંગ હશે ?

'હીરના આંટલા જેવા હાથ'

કોના ? કઈ સુંદરીના ?

## પૂછો સ્ત્રીને

ટાંચણમાંથી જવાબ જડતો નથી. અને આ વળી કઈ વિજોગણની હૃદય-વસમાણ દાખવતું ખંડિત ચારણી ત્રોટક પદ ?

રણમેં લરનો
ગિરિસેં ગિરનો
અસિધાર પે સેન સદા કરનો

નભમેં ફરનો
અગનિ ઝરનો
એમ પાય પનંગ શિરે ધરનો;
વખસેં મરનો
દધિકો તરનો
અરૂ કાશ કરત્ત સિરે ધરનો,
સબ સેલ ઘણો,
અરૂ એક બૂરો
પતિસે પલ એક જુદો પરનો.

રણમાં લડવું, ગિરિથી પડવું. તલવારની ધાર પર સુવું, નભમાં ફરવું, અગ્નિ ઝરતો હોય તેમાં જવું, સાપને શિર પર મૂકવો, વિષથી મરવું, દરિયો તરી જવો, અને કાશીનું કરવત શિરે ધરવું, એ બધું સહેલ; પણ મુશ્કેલ ફક્ત એક પતિથી પલનો ય વિયોગ! સાચું હશે? શીને ખબર!

ફરી પાછું 'ભૂચર મોરી' અને એજ વીરભદ્ર નાગડા વજીરનો, એના સમર–મૃત્યુને બિરદાવતો દુહો–

ભલીયું વણુ ભલા
નાગડા! નર ન નીપજે.
જોયા જોમાના,
કાં કમ્મર કુંતા તણે.

ભલી ભોમકા વગર, કુળવાન માતાની કૂંખ વગર સાચો નર ન નીપજે. હે નાગડા! મેં તો એવા બે જ જોયા. કાં એક જોમાને પેટે તું જન્મ્યો, ને કાં એક કુંતા માતની કૂંખે ભીમ પાકયો.

વાહ વા! માતાની યશોગાથા મળી. અને એ નાગડાની જનેતાનું નામ મળ્યું. જોમાબાઈ એ નામ પુસ્તક લખતી વેળા મને ન જડયું–સાંભર્યું. સમરાંગણની આખી કથા એ જનેતાના નામ વગર રહી ગઈ. કેવી ગફલત! નોંધપોથીઓ પૂરી વાંચી નહોતો ગયો.

## વાર્તાનાં અસ્થિ

વળી પાછાં દુહા-ચરણો :—

'ચંદણ પડયું ચોકમાં
ઈંધણ મૂલ વેચાય.'

* * *

'ધોબી વસ કર કયા કરે
ડીગંબરને આમ !'

આ તે કઈ કડેકાણે પડી ગયેલ વ્યક્તિનો ઉલ્લેખ હશે ? વારતા ગુમાવી લાગે છે. પાછાં ખંડિત ચરણો–

'મોતી થઈ ગ્યાં ઝેર.'

* * *

'મોતી મીઠાંનાં ગાંગડા,
'નરસાં લાગે નીર;
'મનહર કોઈ મળે નહિ.
'સાંસો પડયો શરીર.'

જવા દો. પણ આ વળી શું ?

'પાડાની જીભ જેવી કટાર.'

કટારીને ઉપમા કેવી ફક્કડ આપી ! પણ એ કટાર ધારણ કરનારા પાત્રનો પતો જડતો નથી. તુરત નીચે—

'પીંજરાના ધોકા જેવા હોઠ—એવાં ભીલડાં.'

એની નીચે વળી આ વિનોદોક્તિ—

'ઈસલો માળી
'એને નૈ ગરિયો નૈ જાળી.

'મામદ વોરો
'એને નૈ સો નૈ દોરો.

'વલી વાંઢો
એને નૈ ઢોર નૈ ઢાંઢો.'

* * *

'બબે પૂળા જેવી મૂછ્યુ"

* * *

'સડડડ નિસાસો નાખ્યો,'

* * *

'પરભુ છાબડા માથે આવ્યો.'

કોઈક વારતાનાં જ વેરણ છેરણ હાડકાં લાગે છે. વારતાને મેં ગુમાવી છે.

## દર અઠવાડીએ

પાનાં ફરે છે, ગીતો વહે છે, પેનસિલનો વેગ અને અક્ષરોના મરોડ એવો ભાસ કરાવે છે કે જાણે દોડતી ટ્રેનમાં ગીતો ટપકાવ્યાં હશે. પ્રવાસે તો દર શુક્રવારે પરોઢની ટ્રેનમાં ચડી જતો. એવું એક પરોઢ–ચાર વાગ્યાનો સમય સાંભરી આવે છે. અંધારિયું હતું. સ્ટેશને ઊભો હતો. ગાડી આવી. અને ઘેરથી પાછળ સ્વ......દોડતી આવી. 'આ લ્યો ઘડિયાળ: ભૂલીને આવ્યા છો !'

પૂછ્યું: અરે, આ ભયાનક અંધકારમાં તું છેક ઘેરથી આવી શી રીતે ? કહે, ચાલતી, દોડતી ! રાણપુરનો ઘરથી સ્ટેશન સુધીનો મારગ, તે વેળાએ તો આજે છે તેથી ય ભેંકાર હતો. ફાળ ખાતો ગાડીએ ચડયો હતો. તાજી પરણેતર, મુંબઇ શહેરની સુકુમારી, એક બાળક, બન્નેને ફફડતાં મૂકીને, નીરસ ધૂડિયા વાતાવરણમાં ધકેલી દઇને, દર અઠવાડીએ ચાલી નીકળતો.

## પાંચાળનો પ્રવાસ

પાનું ફરે છે. ટપકાવ્યો છે 'પાંચાળનો પ્રવાસ.' યાદ છે,

અમૃતલાલભાઇ શેઠ સાથેનો એ મોટરમાં શરૂ કરેલો પ્રવાસ. લોકલ બોર્ડમાં શેઠ પ્રેસિડેન્ટ હતા. પોતાની સાથે મને પણ પાંચાળ જોવા લીધો. વર્ણન પણ મેં મોટરિયું જ માંડયું છે—

અણીઆળી, કેરીઆ, ધારપીપળા, સાંગણપુર, લોયા, નાગડકા, ચોરવીરા, ભડલા, નોલી, સાંગોઈ. ગંગાજળ, ગોરૈયા...ગામ પછી ગામ. અને એ ગામોનાં નામો સામે ટૂંકી નોંધો છે–

'—ગરાસીઆ વિલાસી, નિરૂદ્યમી.'

—કાઠીઓ ગરીબ, વિનયશીલ.

—કાઠીઓ તોફાની, વસ્તીને સંતાપનારા.

—નિશાળની જગ્યા પણ ન આપે.

—...વગેરે કાઠી: ડાંખરા, બદમાશ: સ્ત્રીઓને પાણીનો ત્રાસ, કઠોડો જાહલ. નિશાળ સારી.

—કાઠી સારા, પાણીનું દુ:ખ.

—ઊભા દાઢીવાળા સતજુગીઆ કાઠી, વીસામણ ભગતનો પીપળો. પનીહારીઓ કહે કે 'પાણી આંઇ કેમ ખૂટે ? આંઇ તો વીસામણ ભગતનો પીપળો છે. ખબર છે !'

## ઝેરની બીક

ઓરી નામના ગામનો પ્રસંગ, જેમાં હીંગોળગઢેથી જસદણ દરબાર સાહેબ પણ અમારી સાથે થયા હતા, તેનું ટાંચણ રસભર્યું છે–

'અમરાભાઈ તથા તેના બાપ રૂખડભાઇ, ભોળીઆ: જુની રખાવટ: ડીલ ઉપર લોહી હિલોળા લ્યે: હાથએડ કરે. જસદણ દરબાર સાહેબ માટે ચા—

'અમરા, પેલો તું પી, પછી હું પીઉં, પછી બાપો પીએ.'

સમજાય છે ? બાપદીકરાએ પોતે પકાવેલી ચાનું આખું તપેલું ત્યાં આણ્યું, પહેલું છાલિયું બુઢ્ઢા કાઠીએ પોતાના જોધાર પુત્રને પાયું, પછી પોતે પીધું, ને પછી જસદણ દરબાર સાહેબને એજ તપેલામાંથી કપ ભરીને આપ્યો.

કારણ ?

કારણમાં કરુણતા રહી છે. ગાદીના ધણીઓને ઝેર દેવાતાં, તે કપીણ કાળનો, આ આજ સુધી ચાલ્યા આવતા રાજવળાંના રિવાજમાં પડઘો છે. આજે પણ ઠેર ઠેર મેં જોયું છે, કે રાજવીને ઘેર રાજપુત્ર જ્યારે પરોણો હોય ત્યારે યજમાન રાજવી એ પરોણાની સાથે પોતાના જોબનજોદ્ધ પુત્રને જમવા બેસારે. પહેલો કોળીઓ એ યજમાન–પુત્રને આરોગવાનો હોય.

## સોરઠીઆણીની દશા

મનના મધપૂડાનાં છિદ્રો પછી છિદ્રો આવી વિલક્ષણ અસલવટો વડે પુરાતાં જાય છે, સોરઠી મધ્યયુગી જીવનનું જે વાતાવરણ મારે મારી કથાઓમાં સર્જાવવાનું હોય તેની પરિપુષ્ટિ આમ થતી આવેલી. અને મદભરી સોરઠીઆણીમાં જૂનાં પાત્રોની વર્તમાનમાં થઇ રહેલી અવદશાનો આવો ચિતાર પણ ગામડે ગામડે મળી રહેતો, જેના બળે હું અવાસ્તવની આસમાનીમાંથી ઊગરી ગયો છું.

'મોટા માત્રા ગામ: ૫૦ હાથ ઊંડો કૂવો: તળીએ વીરડા જેટલું પાણી: કેડયે રાંઢવું બાંધીને કાંઠેથી એક નાની છોકરી અંદર ઊતરી છે: એ ત્યાં તળીએ ઊભી ઊભી ડોલ ભરે છે. આ ડોલ ઉપરથી સિંચાય છે, કાંઠે પનીહારીનાં બેડાં એ ડોલે ડોલે ભરાય છે. કૂવાને કઠોડો નથી.'

આજ એ વાતને અઢારેક વર્ષ થયાં હશે. આવું આછુંપાતળું ટાંચણ પણ એ કઠોડા વગરના એકાકી કૂવાને તળીએ તબકતા ચાંદરડા જેટલા એ પાણીને તળીએ ઊભી ઊભી ડોલો ભરી દેતી એ છોકરીને અને વેદનામૂર્તિ, મૂંગી, ગંભીર કાઠીઆણીઓને મનના વેરાન વચ્ચે તાદૃશ કરી આપે છે અને—

**કાઠીઆણી કડ્ય પાતળી**
**હલકે માથે હેલ્ય;**

બરડા હંદી બજારમાં
ઢળકતી આવે ઢેલ્ય.

ઓઢરથી ઉરે સરસ,
નાકનેણનો તાલ;
ગૂઢે વસ્તરે ગોરિયાં,
પડે જોવા પાંચાળ.

એવી એવી મેં એકઠી કરેલી આ કંકુવરણી ભોમકાની સૌંદર્ય-ખ્યાતિનાં ચાંદૂડિયાં પાડતો વર્તમાન પાંચાલ નજરે તરે છે.

## ચિત્રાકૃતિઓની મદદ

ગામવાર ટૂંકાં ટાંચણ છોડી દઉં છું, એ ડુંગરીઆ ગઢકિલ્લાના અવશેષોને યાદ રાખવા માટે મેં કોઇ અફલાતૂન ચિત્રકારની અદાથી દોરેલાં ચિત્રોને નીરખતો આગળ વધું છું. ભીમોરાનો ગઢ ચીતર્યો છે, નિનામાના ગઢને એક નદીકાંઠે ઊભો કર્યો છે, ઊંચી ઊંચી ભેખડ પર ઊભેલું અમારા સ્વ. કાઠી મિત્ર દરબાર શ્રી કાંથડ ખાચરનું રેશમીઉં આ કળાકારની પેનસિલને લીટોડે ખડું થયું છે. ઠાંગનાથ મહાદેવની એક દેરીને એક ડુંગરના પેટાળમાં ધજા સહિત દેખાડી છે. પ્રશ્ન ફક્ત એટલોજ રહે છે કે મેં આલેખેલું એ તે ડુંગરનું પેટાળ છે કે કોઈ સ્ત્રીનું ઝંટિયે ઝૂલતું માથું છે, એ તો સોવીએટ કલાકારોની કદરનો વિષય છે. ભવિષ્યમાં કોઈ ભક્ત મારી આ હસ્તપ્રતને પણ મોસ્કો નહિ લઈ જાય?

## શિવજીના પોઠીઆ

ખેર ! આ બાબત, હું આજે બનાવી રહ્યો છું તેવી તદ્દન પરિહાસની નથી. આ આકૃતિમાં મેં ઠાંગનાથ મંદિરેથી ગામ તરફ લંબાતી જતી એક ધારની ટોચે સિલાસિલાબંધ ઊભેલા પથ્થરો બતાવીને ઉપર લખ્યું છેઃ 'પોઠીઆ.'

મને યાદ છે. માર્ગે દોડી જતી અમારી મોટરમાં સ્વ. કાંથડભાઇએ અને અમૃતલાલભાઈએ મોં મલકાવીને મને પૂછ્યું હતું, 'જુઓ તો ખરા, તમને અહીં આસપાસ કંઇ રહસ્ય દેખાય છે?' બેઉ હસે, મને ગતાગમ ન પડે, પછી અમૃતલાલભાઈ કહે, તારી રસધારની કથામાં તેં જ લખ્યું છે તે ભૂલી ગયો ? રાજાને તુટેલ શિવજીના આ પોઠીઆ નથી જોતો !– એમ કહેતેં કહેતે એ ધાર બતાવી.

## પાછળ જોતો નહિ !

આકારે પોઠીઆ નથી, ધારની ટોચે ટોચે કુદરતે સીધી કાળી શિલાઓ ખોડી દીધી છે. લોકકલ્પનાએ એ પથ્થરની લંગારમાં અન્ન લાદેલ પોઠીઆની વણઝાર કલ્પી. શંભુની આ અન્નપોઠ કયાં ચાલી જાય છે? કાળાસર ગામમાં. ગામ ક્ષુધાર્ત હતું. બાર વરસનો દુકાળ પડેલો. ગામધણીએ પોતાના કોઠાર ખોલી છેલ્લા દાણા સુધી વસતીને નભાવી. ભંડાર ખૂટી ગયા. પ્રજાનો પ્રતિપાલ લાજી ઊઠયો. 'મોં શું બતાવવું !' બીજો માર્ગ હતો પણ કયાં ? આત્મવિલોપન એજ એનો આખરી રાજધર્મ હતો. એણે મહાદેવ સન્મુખ જઇને ખડ્ગ ખેંચ્યું. 'હે નાથ ! આ લે આ મસ્તક-કમળ.' શંભુએ માકાર કર્યો. 'જા બાપ ! ઘોડો ગામ ભણી વહેતો મૂક. પાછળ જોતો નહિ.' લોકપાલના ઘોડાની પાછળ અન્નની પોઠ ચાલી. અનંત લંગાર ચાલી આવે છે. ગામડું અનાજે ધ્રપધ્રપી ઊઠે છે. બહુ થયું. લોકપાલે પાછળ જોયું. બાકીના પોઠીઆ પાખાણ બન્યા. ઊભા છે હજુ–થંભીને ઊભા છે. 'પાછળ જોતો નહિ !' એ બોલના પડઘા પડે છે. પાછળ જોતો નહિ ! શ્રદ્ધા–આત્મશ્રદ્ધા હારતો નહિ હે મર્ત્યલોકના માનવી ! પાછળ જોતો નહિ. દૃષ્ટિ માંડજે ભાવિના ધ્રુવતારકે.

લોકવાર્તાની રચના શું આ પ્રાકૃતિક પાષાણ-દૃશ્ય ઉપરથી થઈ હશે ? લોકમાનસ કેવા પ્રકારનું વાર્તાકાર છે ? જે કંઈ નિહાળે છે તેને કેવી રીતે જીવનમાં ઘટાવી કાઢે છે ! લોકકલ્પનાનાં સ્તોત્રો કેવી

ચોટદાર કલામાં ઉતારી આપે છે ! અત્યારે, લોકોના રોટલા પર ચાલી રહેલી રાજસત્તાઓની લૂંટાલૂંટને ટાણે, પાંચાળના ઢાંગનાથ મહાદેવની પાષાણ–ધાર પરનું આ પથ્થરકાવ્ય વિશિષ્ટ અર્થ ધરે છે.

## રીસાળુ ને ફૂલવંતી

ઉઘડો પાનાં, અને ચોબારીનાં ખંડિયેરો પરનું ટાંચણ ઉકેલાવો—

'ચોબારી–મૂળ દ્રુપદ શહેર.

૧–પંચમુખી વાવ–યજ્ઞકુંડ જેવી. પણ ખોટીઃ પગ પર પગ ચડાવીને શેષશાયીની મૂર્તિ.

૨–ગણેશવાવ. ગણેશની ઊભી મૂર્તિઓ બેઃ હનુમાન.

૩–કુવો ભોંયરાવાળોઃ ભોંયરાનો સંબંધ ગામમાંઃ ભોંયરૂં દટાઇ ગયું છે.

૪–તળાવ–કિનારે બે દેરાંઃ તળાવ પર પૂલઃ પૂલ પરથી જતાં અંદર દેરૂં. શેષશાયી ભગવાનઃ એની કેડ સુધી પાણી આવે એટલે તળાવની ઓગન (Water-outlet) ઊઘડી જાય. અસલી દેરૂં શૈવી ઘાટનું.

૫–ગામમાં એકલદંડીઆ મહેલનો અવશેષઃ પટએના જ ઘરમાં, ફળીમાં કોઇ રબારણ યુવતી બેઠેલીઃ ફૂલવંતીનું સ્મરણ.

ફૂલવંતી–અનંત ચાવડાની દીકરી. શાલિવાહનનો 'રીસાળુ' કુમાર રિસાઈને જંગલમાં આવ્યો. અનંત ચાવડાએ એને કન્યા ફૂલવંતી પરણાવી. પણ ફૂલવંતી આઠ–નવ જ વર્ષની. કુંવર એને બેલાડે (પોતાના ઘોડા પર પોતાની પાછળ) બેસારીને લઇ ચાલ્યો. એકલદંડીઆ મહેલમાં રાખીને પાળે પોષે–દુધ ટોવે ને ઉછેરેઃ યૌવનકાળે પરણીશઃ યુવતી બનીઃ વિકારઃ કચ્છનો હઠીઓ વણજારો ઘોડેસ્વાર થઇને નીકળ્યો. બોલાવ્યો. પ્રેમ થયોઃ હીંડોળે હીંચકેઃ હીંચકતાં હીંચકતાં હઠીએ તાંબુલની પિચકારી લગાવેલઃ પિચકારી ઘુમ્મટમાં પડી. સાંજ પડે એટલે હઠીઓ પાછો ચાલ્યો જાય પોતાના ડેરા હતા ત્યાં. સાંજે રીસાળુ કુંવર ઘેર આવ્યો. ઘોડાએ પરાયા ઘોડાની લાદ દેખી ડાણ દીધીઃ પિચકારીના છાંટા જોયા. પૂછ્યું–કોણે તાંબુલની પિચકારી ઠેઠ ઘુમ્મટે છાંટી ?

ફૂલવંતીઃ—મેં.

રીસાળુઃ—કરી બતાવ.

ન કરી શકી. (હીંડોળે હીંચકતી હીંચકતી પાનની પિચકારી ઘુમ્મટ પર ન પહોંચાડી શકી.)

બીજે દિવસે ઘોડાના તાજા સગડ જોયા. રીસાળુએ જઇને હડીઆને માર્યો: એનું કલેજું લાવી રંધાવ્યું: પોતે કોળીઆ ભરાવ્યા: પૂછ્યું, 'કેવું મીઠું !'

'બહુ જ.'

'જીવતાં મીઠું તે મર્યા પછી યે મીઠું લાગે હો !'

ફૂલવંતી ચાલી ગઇ.

## ખંડેર પરથી વાર્તાસર્જન ?

ટૂંકા ટાંચણમાંથી યે આખી કરુણ કથા ઊપસી આવે છે. એકલદંડીઆનાં બલાડાં મેં નોટમાં તાણેલાં છે તે મોજૂદ છે. એટલો જ જો એ એકલદંડીઓ હોય તો તો એમાં નથી કોઇ હિંડોળો બાંધવાની જગ્યા, કે નથી હડીઆ–ફૂલવંતીની પ્રેમલીલાને પ્રકટવાનું ઠેકાણું. કદાચ એ તો મૂળ મહાલયનો અવશેષ માત્ર હશે. રૂદ્રમહાલયનું એક તોરણ આજે જેમ છે તેમ જ. સંભવ છે કે મૂળ પ્રેમાલય નષ્ટ થયું છે. એથી વધુ સંભવ છે કે કોઇકિ લોકવાર્તાકારે ત્યાં બેઠાં બેઠાં વાર્તા કલ્પી કાઢી છે ને સ્થાન તો ઘણું કરીને ઓઠું જ બન્યું છે.

આમ આ પાષાણી અવશેષો પર તો બુદ્ધિ માત્ર એક હાસ્ય વેરીને પાછી વળી જાય છે. પણ એવું હાસ્ય આ ટાંચણ કરેલી વાર્તાના અવશેષો પર વેરી શકાતું નથી. રીસાળુ, ફૂલવંતી અને હડીઓ વણઝારો, એ ત્રણ પાત્રો આ પૃથ્વી પર કદી હો વા ન હો, મારૂં મન તો એમનું સનાતન અસ્તિત્વ સ્વીકારી બેઠું છે. નાની એવી બાલિકાનું કળી–જીવન એના પરણ્યા પતિના કોઇક એકલ ગૃહમંદિરમાં પુરાયું હશે, દિનો પછી દિનોનાં વહાણાં વાતાં હશે, કળીને ખીલવતાં ખીલવતાં વર્ષો વિદાય લેતાં હશે, પરણ્યો એની પરિપૂર્ણ પુષ્પિતાવસ્થાની વાટ જોતો હશે.

એની સબૂરીને કલ્પનામાં ખડી કરૂં છું. કાચી કળીને અંતરની

ધીરીધીરી ઉષ્મા આપતો એ દિવસો ખેંચતો હશે. તો શું એને ખબર નહિ રહી હોય ને જોબન ફૂલવંતીમાં સળવળી ઊઠયું હશે! એકલવાસી યૌવના પિયુને પોતાના ઉરની વાત મુખેથી શું કહી નહિ શકી હોય? કે શું એ આઠ વર્ષના વચગાળામાં સ્ત્રીનો હૃદયભાવ જુદે રસ્તે વળ્યો હશે? પોતાના પાલક પોષક પ્રત્યે વલ્લભની નહિ પણ વડીલની લાગણી પોષાયે ગઈ હશે? એ લાગણીને વશ બનેલું કન્યા–હૃદય, પોતાનો જોબનમહોર બેઠા પછી યે ટૌકાર નહિ કરી શકતું હોય તેથી જ શું રીસાળુએ 'વાર છે! હજુ વાર છે!' એવી ભ્રમણા સેવે રાખી હશે?

## બન્ને નિર્દોષ

બન્ને અસહાય હશે: બન્ને નિરપરાધી હશે. તું મારી પરણેતર છે: હું તારો કંથ છું: તારા જોબનના પ્રથમ મલ્લાર–સ્વરની જ વાટ જોઉં છું: એવી ચોખવટ નહિ કરનારો રીસાળુ કોઈક સુહાગી પલ પર પહોંચીને નિજ સુંદરીને વિસ્મયના પ્રેમ–પછેડામાં લપેટી લેવાની ધીરગંભીર પ્રતીક્ષા કરતો હશે. અને બીજી બાજુએ ઘનપલ્લવ અટવીની નિતાંત એકલતા વચ્ચે ઊછરતી કિશોરી, પોતાને રોજ પ્રભાતે એકલદંડીઆમાં મૂકીને સંસારની ગડમથલમાં ચાલ્યા જતા આ એકાકી માનવીનું આકર્ષણ હારી બેઠી હશે. યૌવન છાનુંમાનું આવીને રોમેરોમે લપાઈ ગયું હશે—અને એકલદંડીઆની નીચે થઈને નીકળ્યો હશે હડીઓ વણઝારો.

## વણઝારાનું આકર્ષણ

'વણઝારો' શબ્દ જેવો લાગે છે તેવો સાદો ને નીરસ નથી. એકલ-દંડીઆને જરૂખે બેઠેલી ફૂલવંતીના પ્રથમ યૌવનને જેણે મઘમઘાવી દીધું, તે હડીઆની પોતાની જુવાની કેવી હશે! મારા ટાંચણની અંદર જ એની સાહેદી પડી છે. તાંબુલઃ તાંબુલની પિચકારીઃ હીંડોળાખાટેથી મારી તે છેક ઘુમ્મટને રંગી રહેલી પિચકારીઃ એ ઘણું ભાખી આપે

છે. વનમાં એની પોઠોના પડાવઃ કસ્તુરી, તેજાના અને અત્તરો મોતીડાંના એના વણઝાર–ભારઃ

ને આખરે એનું કલેજું ! રીસાળુએ ઠાર મારીને કાઢી આણેલું એ કલેજું ફૂલવંતીના પેટમાં પહોંચ્યું.

પ્રેમ જે વેર વાળે છે, તેનો છે કોઈ જોટો આ જગત પર ?

## પ્રીતમના કલેજાનું રાંધણું

આ કલેજું રાંધીને ખવરાવવાની વાત લોકસાહિત્યમાં એકથી વધુ ઠેકાણે કેમ આવતી હશે ? એક લોકગીત છે. રાણી પાણી ભરવા સંચરેલી છે. નવાણકાંઠે મોરલો બેઠો છે—

**' પાણીડાં ભરે ને મોર**
**ઢોળી ઢોળી નાખે રે. '**

રાણીને મોરલાની માયા લાગે છે. રાજાને જાણ થાય છે. પ્રણયી પંખી પ્રત્યે દ્વેષ જન્મે છે. રાજા શિકારે ચડે છે. રાણી વીનવે છે—

**' મારજો તે મારજો રાજ !**
**' હરણુ ને હળીઆરાં રાજ !**
**' એક નો મારજો રે વનનો મોરલો.**

પણ રાજા તો મોરલાને જ મારે છે. એનું માંસ લાવે છે. રાણી પાસે રંધાવે છે. રોનાં ને રહકતાં રાણી રાંધે છે. પણ જમતી નથી.

જીવનમાં નીરસ બનેલી રાણીને પછી રાજા બહુ બહુ મનાવે છે, કે ' રાણીજી ! જમો. હું ટોડલે મોરલો કોતરાવું, તમારા અલંકારો પર મોરલો આલેખાવું : પણ, ના, ના, ઊડી ગયેલો જીવન–રસ પાછો વળતો નથી. નર્મદ લખે છે કે એમના સમયમાં આ ગીત સુરતની સુંદરીઓ ટીપના તીણા સ્વરે ગાતી ત્યારે સુરત ડોલી હાલતું.

આ મોરલો તે પંખી સમજવો ? કે કોઇ પ્રણયી માનવ–મયૂર ?

ચાલો કલમ ! આમ થોભતી રહીશ તો પાનાં કયારે પૂરાં થશે ?

ફૂલવંતી તો ચાલી ગઈ. રીસાળુ કુમારે એને જીવતી જવા દીધી ! ક્યાં ગઈ ? ક્યાં રઝળી હશે ? જોબનના એ નિચોડ કઈ ભૂમિમાં છંટાયા હશે ?

બેઠી હતી—એક રબારણ યુવતી. મારે મન તો એ ફૂલવંતી જ બેઠી હતી. એકલદંડીઆની છાયામાં એ બેઠી હતી. એનું મોં આજે યાદ નથી. રબારણોનાં દૂધમલ રૂપ આજે રોળાતાં રોળાતાં પણ કાઠિયાવાડને ભીંજવે છે.

## ઘોડાં

જેવી ફૂલવંતી, તેવી જ ફૂલમાળ : ફૂલમાળ એ તો પાંચાળની કાઠી ઘોડી. એ પાંચાળ–પુત્રીઓની પિછાન વગર લોકસાહિત્યનો પટ ખેડાય નહિ. ટાંચણનું નવું પાનું એના ટૂંકા કીર્તિલેખે અંકિત છે—

'કાંથડભાઇના પિતા દાદાભાઇની લખી જાતની ઘોડી: ગામતરામાં દરબારને વાય આવે: તુરત લખી બેસી જાય : દરબારને ભોંય પર સુવાડી દે : આસપાસ કુંડાળું ફર્યા જ કરે.'

'ચાંગી ચોટીલાની. ફૂલમાળ રાતડકાની. લખી ને કેસર ભીમોરાની.'

'નાજા ખાચર : ચોટીલાના અને ચોરવાણના ડુંગર વચ્ચે જામની સાથે લડાઇ કરી. ઘોડી ગોળીએ વિંધાણી. આંતરડાં લબડતાં આવે. કુંઢડાના વોંકળા સુધી લઈ આવી. નીચે ઊતર્યા ત્યારે પડી.'

પ્રતાપ રાણાનો ચિતોડીઓ ચેતક ઇતિહાસ–પાને ઉજ્જવળ છે. સોરઠમાં વોંકળ વોંકળે ચેતક–જનેતાઓના આવા મૂંગા કીર્તિલેખ લોકમુખે ઊભા છે. ભીમોરાની લડાઇની વાર્તા તો મેં લખ્યાને પણ એ વખતે ચાર વર્ષ થયાં હતાં. આ પ્રવાસમાં એનો એક બાકી રહી ગયેલો સોનાનો ટુકડો સાંપડ્યો. ટાંચણ બોલે છે કે—

'ભીમોરાની લડાઇ વખતે જસદણનો શેલો ખાચર મરાઠા બાબારાવની ફોજને લઈને આવેલ છે. નાજો ખાચર ભીમોરાના ગઢની અંદર આઠ દિવસ અન્નજળ વગરના ખેંચ્યા પછી, કેસરીઆંની છેલ્લી પળે પોતાની કેસર જાતની

ઘોડીઓને ગૂડવાનો હુકમ આપે છે. આઠને ગૂડી નાખી. એક નવમી વધ કરવા ટાણે હણહણે છે. નાજા ખાચરે કહ્યું કે બસ, 'કાળા ખુમાણ! એનો જીવ મોળો પડયો છે. દુશ્મન પાસે જવા એ રાજી છે. સરક કોટિયું ગળે વીંટીને છોડી દ્યો.'

## ફોડાંમાંથી કાઢયો

મારો ય નાનકડો અનુભવ કહું. ૧૯૨૮ના રેલસંકટમાં સૌરાષ્ટ્ર સેવા સમિતિ તરફથી મદદ વહેંચવા મને આ પાંચાલ સોંપાયો. કામ પુરું કરીને રેશમીએથી સ્વ. કાંથડભાઇની ઘોડી લઈ ચોટીલે ટ્રેન પકડવા ચાલ્યા. ખબર હતી, ને પ્રવાસમાં અનુભવો પણ થયા હતા, કે ચોમાસે પાંચાળની ભોંયમાં 'ફોડાં' પડી જાય છે. આ 'ફોડાં' દગલબાજ હોય છે. ઉપરથી ધરતી સૂકી હોય છે, પણ અંદર પગ દીધે પૃથ્વીમાં ગારદ બનાય છે. ચેતજો! પણ રાંગમાં જ્યારે તેજીલી ઘોડી હોય છે ત્યારે માણસની–તેમાં ય પાછી જુવાન માણસની આંખ્યું ઓડે જાય છે. પાંચાળના રેલમછેલા લીલા ડુંગરા, રાંગમાં પહાડ જેવડી કદાવર અને પાણીના રેલા જેવી તરવરતી ઘોડી, જુવાનીનો મદ, મીઠી ફોરમ છાંટતી ધરતી, અને રંગે રમાડતું આકાશઃ એમાં ભાન ન રહ્યું. ઘોડીને પણ મારગ સોપારી રડતી જાય તેવો ટાકરીઓ લાગતો હતો. એકાએક એક ઠેકાણે ઘોડીને જાણે ધરતીએ ગળવા માંડી. ભાન આવે તે પૂર્વે તો ઘોડી સાથળ સુધી ભોંમાં ઊતરી ગઈ. મેં પાછળ આવતા ઘોડેસવાર સાથીને બૂમ પાડી, 'હરિભાઈ, મૂવા! તમે દૂર રહેજો! ફોડું!'

સાંભળેલું કે આ ફોડાં એકાદ પલઘડીમાં જ માણસને ગળી જાય છે, ને માથે થોડી વાર ફક્ત બડબડીઆં જ બોલીને ખેલ ખલાસ થાય છે, કોઈ નિશાની પણ રહેતી નથી. મેં મારો ખેલ ખલાસ માન્યો. પણ એ તો પાંચાળી કાઠીઘોડલીનું જ ગજું કે સાથળ લગી ખૂત્યા પછી ય પાછી બહાર નીકળે! મને નવો અવતાર આપનાર એ પાંચાળી ઘોડી હતી. ને એને

ગળે પડતી મારા પંજાની થબડાટીનો પોતાની બંકી ગરદન વડે જ મુંગો પ્રત્યુપકારભાવ પ્રકટ કરતી, કાનસોરીના ડાબાજમણા ઘૂમટા કાઢયે જતી એ ઘોડી પણ આજ હૃદયને ખીલે બાંધેલ છે.

## માનવીનાં શીલ

ઘોડાંનાં યે શીલ હતાં. ઓલાદનું ઓઢણું હતું. એની વચ્ચે જીવનારા માનવીને યે શીલ પ્રાણ સાટે હતાં. એ માનવી નહોતાં પ્રાચીન, નહોતાં પ્રાગૈતિહાસિક, નહોતાં મધ્યયુગી. એ તો જીવતાં અર્વાચીનતાને ટીંબે. પાનું ફરે છે, ને પાંચાળના એક 'લખમણ જતિ'ના બિરદ–દુહા ટપકાવેલા જોઉં છું. ભીમોરાનો ઓઢો ખાચર. નાડીનો સાબૂત આદમીઃ **नाऽहं जानामि केयुरं, नाऽहं जानामि कंकणं, नूपुरं चैव जानामि नित्यं पदाभिवंदनात् ॥** એવો ભોજાઈ જાનકીના પગ સિવાયના કોઈ અંગને ન ઓળખનારો લક્ષ્મણ સંસારી છતાંયે લોકજીભે જતિ વદાયો, ને એ જતિબિરદ સાચા શીલવંતાઓને ચડતાં આવ્યાં છે. 'એની તો નાડી ધોયે આડાં ભાંગે' એ લોક–કહેણી એવા શીલવંતાઓ માટે યોજાય છે. ઓઢા ખાચરની નાડી ધોઇને સગર્ભાને પવાતાં આડા ગર્ભ સવળા બનતા તેની બિરદાવળના ટપકાવેલા દુહા છે.

**'હે નાડી હમીરરા !**
**વૈદક હોડ વદાં,**
**'પાધે પાવરશા !**
**આડાં ભાંગે ઓઢીઆ !**

(હે હમીરના પુત્ર! તારી તો નાડી એવી છે કે હું વૈદક સામે હોડ વદી શકું. વૈદકની દવા પીધે જે આડા ગર્ભ સવળા ન થાય તે તારી નાડીને પલાળીને પીવાથી થાય.)

**'સુંદરને બાળક સમે,**
**કસર દિયે કરતાર !**
**'એનો હે ઉઆર,**
**આવત નાડી ઓઢીઆ.**

( સુંદરીને પ્રસુતિની પીડા ટાણે તારી નાડી જ ઉગાર લઇને આવે છે. )

'તરિયા અન્ન નીંદર તજણ,
જગભલ બે ખટ જુગ;
ભમરો વિંધણ ભૂપ !
તોં ઓળખાઓ ઓઢીઆ !

(હે ઓઢા ! તને મેં ઓળખ્યો. તું તો ત્રિયા, અન્ન અને નિદ્રા ત્યજનાર છે. રાવણ ભમરો થઇને ઇંદ્રના વિમાનમાં સંતાયો તેને પોતાના અણિશુદ્ધ શીલને કારણે જ વીંધી શકનાર લક્ષ્મણ તુલ્ય તું છે.)

ખટ જતિ ભાંખે ખલક,
નવળંગ નાજાહરા !
એમા ગોરખ ગરઢેરા !
તું આડીદર ઓઢીઆ !

## ભાષાભાન વિના સંશોધન

કાઠી ગામધણીને 'ગરઢેરો' કહેવાય છે. મેટ્રીકના અભ્યાસક્રમમાં મારી વારતાઓ મુકાય છે. તેની ઉપર નોટ–ગાઇડો પ્રકટ કરનારાઓ સોરઠી તળપદા પ્રયોગોની સમજણ વગર 'ગરઢેરા'ને 'ઘરડા' તરીકે વયસૂચક ગણાવે છે. આ બાપડાઓનો શો દોષ કાઢું ! અમારા ખુદ સંશોધકો જ સોરઠી ભાષાને ઓળખતા નથી. 'નાજાહરા' એટલે નાજાનો પૌત્ર થાય. 'હરા' પ્રત્યય ખૂબ પ્રચલિત, એ જ રીતે 'નાજાઉત' એટલે નાજાનો સૂત (દીકરો): એ 'ઉત' પણ ચાલુ વપરાશમાં છે. છતાં એની ગતાગમ નથી હોતી. માત્ર શબ્દોપ્રત્યયોના પરિચયથી પણ લોકસાહિત્યનું સંશોધન શુદ્ધ બનતું નથી. લોકજીવનનો ઝીણો પરિચય ન હોય તો નીચલો દુહો તૂંબડીમાં કાંકરા જેવો—

'ખોળાને બેસારે ખલક,
મેપત ° ખોળામાંય;
'ખંડપત ખુશી થાય,
અણસારેથી ઓઢીઆ !

ખેળો એટલે ભવાયો. સ્ત્રીનો વેશ લઈ ને આ ભવાયો મરદ ઈનામ મેળવવા માટે પ્રેક્ષકો પૈકીના સારા સારા પુરુષોના ખોળામાં બેસી પ્રણય–ચેષ્ટા કરે, અને એથી ફિદા થતા મેપતો (મહીપતિઓ–દરબારો) ઉલટમાં આવે છે. એ દૃશ્ય મેં નાનપણમાં ભવાઈમાં જોયું છે. મુંડાબૂચ પુરુષના સ્ત્રીવેશની આવી ચેષ્ટાઓ પર પણ બીજા દરબારો લટ્ટુ બની જાય છે, તેવા કળિકાળમાં હે ઓઢા !—

**પદમણીએ પાવરના ધણી !**
**(તું) રીઝયો નહિ કળરૂપ !**
**ભોળવાઈ ગ્યો'તો, ભૂપ !**
**એકલશીંગી ઓઢીઆ !**

(તું તો સાક્ષાત પદ્‌મણીનાં રૂપ પર પણ ન મોહાયો. નહિતર એકલશીંગી ઋષિ જેવા પણ લટ્ટુ બની ગયા હતા.)

'પાવરના ધણી'—ન સમજતા કે પાવર નામનો કોઈ પ્રદેશ કાઠિયાવાડમાં છે. ના, પાવર તો પુરાતન કાળમાં માળવા તરફનો કોઈ પ્રદેશ હતો, અસલ કાઠીઓના પૂર્વજો એ પાવરમાં રાજ કરતા. એટલે આજે પણ એ સંબોધન સર્વકોઈ કાઠીઓ માટે પ્રચલિત છે.

એમ ટીપે ટીપે, ટુકડે ટુકડે, સમસ્ત જીવન, ભાષા, વાણી, કવિતા, રીતો રસમો, પશુઓ, પરંપરાઓ, પહેરવેશો, સંસ્કારો, ભૌગોલિક અવસ્થાન્તરો ઇત્યાદિનું સમગ્રતાએ ખેડાણ કરતો કરતો હું લોકસાહિત્યમાં પલોટાયો છું. અને લોકસાહિત્ય કે અન્ય સાહિત્ય, સર્વકોઈ સાહિત્યમાં પલોટાવાની રીત એ એક જ છે. બિન્દુએ બિન્દુએ મધુસંચય વગર અને પોતાની અંદરના રસ વડે એ વનમધુનું નૂતન રસાયન નીપજાવ્યા વગર મધપૂડો બનતો નથી.

## જીવતાં પાત્રો જડયાં છે.

પાનું ફરે છે—મીંઆણા બહારવટીઆ વાલા નામોરીની મેં 'સોરઠી બહારવટીઆ' ભાગ ૧ માં લખેલી કથાના કિસ્સા પુરા પાડનાર માણસનો

પતો મળે છે. એ આદમી આ પ્રવાસમાં ભેટયો હતો. સ્વ. દરબાર કાંથડ ખાચરની રાજપરાની ખળાવાડમાં એ હવાલદાર હતો. પડછંદ, સીધો સોટા સરીખો, ધોળી સફેદ દાઢી, જબાને મૂંગો, કરડી પણ ગંભીર આંખો: ઓળખાવ્યો ત્યારે જ ખબર પડી, કે વાલા નામોરી અને મોવર સંધવાણીના બહારવટામાં જાતે જોડાનાર એ મિયાણો હતો. એણે મને પેટ દીધું, સમસ્ત બહારવટાની કથા કહી, પોતે એ પ્રત્યેક કિસ્સાનો સાક્ષી જ માત્ર નહિ પણ સક્રિય પાત્ર હતો. ચારણ, ભાટો અને કથાકારો જ મને ઉટાંગ વાતો કહી ગયા છે એ માન્યતા ખોટી છે. ઘટનાનાં જીવતાં પાત્રો મને સાંપડયાં છે. તેમની વિશ્વસનીયતાને મેં ચકાસી જોઈ છે. તેમણે સારું બુરું બેઉ દિલ ખોલીને સંભળાવ્યું છે. તેમણે તો પોતાને વિશે પ્રચલિત કેટલીક અતિ શોભાસ્પદ અને ભભકભરી વાતોનો પણ સરલ ભાવે ઇન્કાર કર્યો છે.

એ વૃદ્ધ મિયાણાના છેલ્લા શબ્દો—કલ્યાણકારી શબ્દો—ટાંચણમાંથી અહીં ઉતારીને હું તેને સલામો દઉં છું—

'વાલો મોર: ઘઉંલો વાન: સામાન્ય કદનો:

શરીરે મજબૂત: સ્વભાવ બહુ સાદો શાંત: કોઇ ગાળ દે તો પણ બોલે નહિ: કોઇ દી' હસે નહિ: કોઇ દસ વેણ બોલે ત્યારે પોતે એક બોલે: સજ પડયે બંદુકને લોબાન કરે: એની હાજરીમાં જૂઠું બોલાય નહિ.'

આ બહારવટીઓ! આ મિંયાણો! આવા શીલવંતા કેવે કમોતે ગયા! આમ કેમ થયું? પરચક્રને પ્રતાપે જ તો. બહાદુરોને બદમાસો કરી ટાળ્યા.

## સંતોનાં જીવનરહસ્ય

ખેર! સલામો દઇને જ આગળ ચાલું છું. પાંચાળનાં બહારવટીઆની પડખોપડખ મારી નોંધપોથીમાં પાંચાળના પીરાણાં—સંતજનોની શ્રેણી બેઠી છે—

"આપો રતો—નાની મોલડી

" આપો જાદરો–સોનગઢ

" આપો મેપો–થાન

" આપો ઝાલો રબારી–મેસરીયું વાંકાનેર તાબે

આપો ગોરખો–જાદરાનો પુત્ર: આપો વણવીર વંથળી પાસે વર્ઝા ગામનો કાઠી: આપો–ઢાંગો દલડી પાસેનો કુંભાર."

બીજાનાં ચરિત્રો તો 'સોરઠી સંતો'માં આપ્યાં છે. પણ ઢાંગા—વણવીરને મેં ગુમાવ્યા છે. એનું ટાંચણ મારે હૈયે, સ્વ. ચારણ મિત્ર ગગુભાઈ નીલા સનાળીવાળાએ જે જૂજ કરાવેલું તે યાદ કરું છું.—

'બેઉ લોકસંતો એકબીજાને મળ્યા નથી. એક દિવસ કુંભાર ભક્ત ઢાંગો ગધાડાંના લગડાં પર ચલમો ભરીને વેચતા વેચતા વણ-થળી પંથકમાં જાય છે પણ વણવીર ભગતને ઘેર પહોંચે તો ભગત નથી. ઘરની કાઠીઆણી પરોણાને કુંભાર જાણી કશો આદરસત્કાર કરતી નથી. સંત પાછા વળે છે. વણવીરને સંદેશો કહેવરાવતા જાય છે કે 'ભગત ! ખોરડું તો મોટું, પણ થાંભલી જાહલ !' વણવીર એ સંદેશાનો ભેદ પામી જઇને સ્ત્રીનો ત્યાગ કરે છે. બીજી લાવે છે. ઢાંગાને કહેવરાવે છે કે 'થાંભલી બદલાવી છે. ઘર જોઈ જજો'.

ઢાંગા ભગત ફરીવાર આવે છે. નવાં કાઠીઆણીનો સત્કાર પામે છે. વણવીર તો ઘેર નથી. રાતે મહેમાનનો ને પોતાનો, બેઉ ખાટલા ભક્ત–પત્ની પડખોપડખ ઢળાવે છે. મોડી રાત સુધી જ્ઞાનભક્તિની ગોષ્ટિ કરીને બેઉ ઊંઘી જાય છે. ઊંઘમાંથી ઢાંગા ભક્ત એકાએક ઝબકી ઊઠે છે. જુએ છે તો પોતાનો હાથ યજમાન–પત્નીની છાતી પર પડેલો ! હાથનો પંજો કાપીને, ત્યાં મૂકી પોતે રાતોરાત છાના-માના જતા રહે છે. સંદેશો મૂકતા જાય છે. કે 'તારા ચોરને સોંપતો આવ્યો છું.'

આવી નાનકડી હૈયા–નોંધ મને આ લોકસંતોની આંતર્ગત, અરસપરસના આચારવિચારની એક નિગૂઢ પરંપરા તરફ લઈ જાય

છે. હું આ દિવસોમાં સમસ્ત ભજનસાહિત્યમાં ને ભક્તપ્રણાલિકામાં ઊંડો ઊતરી રહ્યો છું. આ મહેમાન–યજમાનની, પુરુષ ને સ્ત્રીની, પાસે પાસે પથારી શું ! પરોણાગતની આવી પ્રણાલિકાનું રહસ્ય શું ! એ પછીથી ચર્ચશું.

**સજણાં**

અત્યારે તો ઊઘડો 'સાજણ'નાં ટાંચણ–પાનાં ! સજણને (સ્વજનને) સાચાં ખોટાં પરખી કાઢો–કોઈ 'ચૂડ વિજોગણ ' નામની સ્ત્રીકવિનાં આ ખંડિત છતાં પૂર્ણ અર્થવાહક પ્રેમપદોમાંથી:—

( દુહા–છકડીઆ )

૧

**સજણ એવાં કીજિયેં જેવી લટિયર કેળ;**
**દૂધમાં સાકર ભેળિયેં કેવોક લિયે મેળ.**
**કેવોક લિયે મેળ તે સળી ભરી ચાખિયેં,**
**વાલાં સજણાંને પાડોશમાં રાખિયેં.**
**ચંપે તે મરવે વિંટાણી નાગરવેલ.**
**ચૂડ કે' સજણ એવાં કીજિયેં જેવી લટિયર કેળ.**

સ્વજનની શોધ કરનાર સંસારી ! તને ચૂડ વિજોગણ નામની કોઈક જખ્મી, કોઈક દાઝેલી, કોઈક સ્વાનુભવી લોકનારી પ્રણય કરવાની જુક્તિ બતાવે છે. સ્વજન એવું શોધજે, કે જે ઝુંકલી લુંબઝુંબ કેળ જેવું હોય. દૂધમાં જેવી સાકરની મિલાવટ થાય, તેવી તારા ને એના બેઉના પ્રેમની મિલાવટ કરજે ને પછી, પ્રથમ તો જરાક, લગરીક, સળી બોળીને જ ચાખી જોજે કે બેઉએ કેવોક મેળ લીધો છે. ઘુંટડો કે કટોરો ગટગટાવવાની ઉતાવળ કરીશ ના પ્રેમી ! સળી ભરીને જ પરીક્ષા કરજે એના સ્વાદની. ને પછી :

૨

**સજણ એવાં કીજિયે જેના તંબોળવરણા હોઠ;**
**છેટેથી લાગે સોયામણાં, જાણે કાઠા ઘઉંનો લોટ.**

કાઠા ઘઉંનો લોટ તે માળણીએ ચાળિયેં
તેમાં દૂધ સાકર લૈ લાડવા વળાવિયેં.
કરવી લડાઇ ને પાડવો કોટ,
ચૂડ કે' સાજણ એવાં કીજિયેં જેના તંબોળવરણા હોઠ.

અને સ્વજન કેવાં ન કરવાં ?—

૩

બે બે બોલાં સજણાં નવ કીજિયેં જેનો સો ઠેકાણે હોય શ્વાસ,
ખૂટલ સજણાંને કાંઉ ખવરાવિયેં, જેના પંડમાં પીતળનો પાસ.

પંડમાં પીતળનો પાસ
તે સોનીએ જૈ મુલાવિયેં
ભારણ હૈયે ને હળવાં થાયેં

*  *  *

ચુડ કે' બેબેબોલાં સાજણાં નવ કીજિયેં
જેના સો સો ઠેકાણે હોય સાસ

'બેબેબોલાં સજણાં, જેનો સો સો ઠેકાણે શ્વાસ'—અનિશ્ચલ, ચંચળ, બેવફા, એકને છેતરી અનેક સાથે પ્રીતિ કરનાર, એવાં પ્રેમિકને માટે તો આ લોકવાણીનો પ્રયોગ—'જેના સો સો ઠેકાણે શ્વાસ'–તમને તાકતદાર નથી દેખાતો ? આપણી ભાષાને ચોટદાર બનાવતો નથી દેખાતો ? અરે હજુ વિશેષ સાંભળો જુઠાં પ્રેમીજનની પિછાન—

૪

પતળેલ સજણાંની પ્રીતું ન કરિયેં જેનો બદલેલ હોય બાપ;
ચેરો થાય આપણી નાતમાં અને ઉલટો કરે સંતાપ.

ઉલટો કરે સંતાપ તે સહિયેં
ને રાજા જે દંડ દયે તે દઈએ
પિવાડવું દુધ ને ઉછેરવો સાપ

**ચૂડ કે' પતળેલ સજણાંની પ્રીતું ન કરિયે**
**જેનો બદલેલ હોય બાપ.**

લોક-પ્રેમિક પોતાના અંતર્જામીને સમજ આપે છે, મૃદુતાથી, વિવેકથી, વહાલપથી:—

૫

**સાંભળ માયલા સાજણા! કુડો ને કળજગ જાય;**
**એકથી લગાડીએ પ્રીતડી તો લાલચ બીજે થાય.**

**લાલચ બીજે જાય તે ખોટી**
**સાચી પ્રીત ઘરની અસ્રીથી મોટી.**

**વંશ વધે, વાલપ ઉપજે, ને કહ્યું પોતાનું થાય**
**ચુડ કે' સાંભળ માયલા સાજણા! કુડો ને કળજગ જાય.**

પતિવ્રતની કે પત્નીવ્રતની ધાર્મિક વાતોથી નહિ, વ્યવહારુ વાતોથી 'માયલા સજણા'ને કવિતા વફાઇ શીખવે છે 'વંશ વધે, વાલપ ઊપજે, ને કહ્યું પોતાનું થાય,' એવા ત્રેવડા લાભ કાજે ઘરની નાર પ્રત્યે એકનિષ્ઠા પ્રબોધાય છે. ને સૌંદર્યની મૂર્તિ આલેખાય છે—

૬

**સાજણ નીકળ્યાં બજારમાં પેરી ઝાંઝરની જોડ;**
**ઉરે બિરાજે આભલાં, હૈયે ટંકાવેલ મોર.**

**હૈયે ટંકાવેલ મોર તે ઝળકું કરે,**
**વાલાં સાજણનાં નેણલાં ઢળકું કરે.**

**ગલાબનાં ફુલ હોય રાતાં ચોળ**
**ચૂડ કે' સાજણ નીકળ્યાં બજારમાં પેરી ઝાંઝરની જોડ.**

લોકવાણીમાં આલેખાયેલ રુપ કદી પણ static—ગતિવિહીન—દીઠું છે? નહિ, ગતિ તો રૂપનો પ્રાણ છે. અને 'ઉરે બિરાજે આભલાં, હૈયે ટંકાવેલ મોર'—એ દશ્ય તમે દીઠું છે? કાચના ચાંદલા ભરેલું

કાપડું, એમાં યે પાછું મોરાકૃતિનું હીર–ભરત છાતી માથે : એ મોરલા ઝળકું કરે ને નયણાંનાં ભમ્મર ઢળકું કરે! વાહ રે સોરઠી સજણાં!

એવાં સ્વજનની પ્રણયઝૂરતી સૂરત પણ નથી વિસરાઈ—

૭

**સાજણ સેજે દૂબળાં, લોક જાણે ઘર ભૂખ!**
**સમદર જેવડી સારણ્યું, અને ડુંગર જેવડાં દુઃખ.**

**ડુંગર જેવડાં દુઃખ તે કેને દાખિયે ?**
**રદાની વાતું અમે રદામાં રાખિયે.**

**પીપળ પાન ગૂંગળાં … … … … … … … …**
**ચૂડ કે' સાજણ સેજે દૂબળાં, લોક જાણે ઘર ભૂખ.**

સ્વજન શાથી દૂબળાં દેખાય છે! લોકો માને છે કે ઘરમાં ખાવા અન્ન નથી. પણ ખરી રીતે તો હૃદયમાં સમુદ્ર જેટલી ઊંડી સરણીઓ પડી ગઈ છે ને ડુંગર જેવડાં દુઃખો છુપાયાં છે. પણ એ કોને દેખાડીએ ? એ તો રૂદામાં જ રાખીએ.

ગુપ્ત અંતસ્તાપની ગોઠડી કહી નાખી. અને આખરે તો સજણાં ઘડી બઘડીના મીટ–મેળાપ કરીને વહાણે ચડી ગયાં—

૮

**વાટ જૂની ને પગ નવો, ચંગો ને માડુ જાય!**
**પકડ હૈયા! કર પંખડી એનો મીટડીએ મેળો થાય.**

**મીટડીએ મેળો થાય તે ઘડી બ ઘડી,**
**વાલીડાં સાજણ ગ્યાં વા'ણે ચડી.**

આમાંનાં કેટલાંક મુકતકો ખંડિત છે ને છેલ્લો તો ફકત બે જ ચરણોનો અધૂરો ટુકડો ટાંચણમાં છે—

**સાજણ એવા કીજિયેં, જેવી ગેંડાની ઢાલ,**
**ઓખા પડયે આડી હોઈએં, તે અંગને ના'વે આલ!**

આફત ટાણે ઢાલ સમું આડું દેવા થાય, એવું સ્વજન શોધીએ હે માનવી !

## ખંડિત ટુકડા

ખંડિત બે ચરણોમાં પણ અર્થવ્યંજનાની કશી કચાશ રહી જતી નથી. ખંડિત છે તેનું પણ કારણ છે. ચૂડ વિજોગણનું નામાચરણ તો છેતરામણું છે. એકાદ બે આવા પદ—નમૂના અસલમાં જે હોય છે, તે હોળીના અગ્નિ સન્મુખ પ્રતિવર્ષ મંડાતી સામસામી કાવ્ય—રમતમાં રજુ થાય-છે.·પછી તો એ જ નામાચરણને મોજુદ રાખીને, એકઠા મળેલા 'દુહાગીરો' નવીનવી શીઘ્ર રચનાઓ મૂળ નમૂનાના ઘાટ મુજબ કરે જતા હોય છે. એમાં ટુકડા પડે છે. એ ટુકડા કંઠસ્થ થયા તેટલા ખરા, બાકીના લુપ્ત બને છે. ચોટાદાર ચરણોના રણુકાર લોકસ્મૃતિમાં ઘર કરી રહે છે.

## સંશોધનકાર્યની આત્મકથા

નોંધપોથીનાં ૬૦–૭૦ પાનાં જ હજુ તો ફેરવી શકયો છું. કહ્યું છે કે બે ત્રણ હજાર પાનાં હશે બધાં મળીને; પાને પાને ફરતાં પાછલાં ૨૦–૨૫ વર્ષમાં ભ્રમણ-પ્રદેશોની પુનર્યાત્રા અનુભવું છું. આજ સુધીનાં પુસ્તકોમાં જેનાં પાંખીઆં નથી મેળવ્યાં તે આ બધા ખંડિત અવશેષોને—ભાઈ ઉમાશંકર કહે છે તેમ એ લોકસાહિત્યની વર્કશોપમાં બાકી પડી રહેલા વેરણછેરણ ટુકડાઓને—આત્મકથાની નવી રીતે ઉપયોગમાં લઉં છું. નવા શોધકોને માર્ગદર્શક થાય કે ન થાય, મારા કસબમાં રસ લેનારી વાચક દુનિયાને તો જરુર મોજ આવશે.મનમાં જામતા મધપુડાનાં છિદ્રે છિદ્રે મધુનો સંચય જે બિન્દુએ બિન્દુએ બન્યો રહ્યો છે તેનું આ બયાન, એ મારી નહિ પણ લોકસાહિત્યના શોધનની આત્મકથા છે.

## દાર્શનિક જેઠા રામનો

'સજણાં'નાં પ્રેમ–મૌક્તિકો : અને એની પડખોપડખ રામ–સીતાનાં વિરહ–મૌક્તિકો : મથાળે લખેલ છે 'જેઠીરામના છકડિયા' : છકડિયા એટલે છ છ પંક્તિના ટુકડા–

૧

**મોર વણુ સૂનો ગરવો સીતા વણુ સૂના રામ;**
**હંસલા વન્ય સોવર સૂનું, ગુણિયલ વન્ય સૂનું ગામ;**
**ગુણિયલ વિણુ સૂનું ગામ તે હરિ !**
**મનખો પદારથ નૈ આવે ફરી.**
**ગઇ સીતા ને રામચંદર શે ના !**
**જેઠો રામનો કે'' ગરના ડુંગર મોર વિણુ સૂના**

પતિ–પત્ની વચ્ચે આવો વિજોગ પાડનાર રાવણને 'જેઠો રામનો' શો માર્મિક ઠપકો આપે છે–

૨

**લોઢું મ ગળ્ય લંકાના રાજા ! જીરવ્યું કેમ જાશે !**
**ઘણુ પડશે માયલા ઘટમાં, પછી ઉમ્મર ઓછી થાશે;**
**ઉમ્મર ઓછી થાય તે સૈ**
**ચૌદ ચોકડીનું રાજ જાશે લૈ !**
**મેલ્ય મારગ ને ખોલ દરવાજા;**
**જેઠો રામનો કે' લોઢું મ ગળ્ય લંકાના રાજા !**

'લોઢું મ ગળ્ય !' આવડા મોટા કુકર્મને માટે લોઢું ગળવાની ઉપમા બરાબર બંધબેસતી બની છે, નહિ ?

આ જેઠો કવિ બીચારો કોઢથી પિડાતો હોવો જોઇએ–

**જેઠાને પગે જાનવો, કાયામાં નીકળ્યો કોઢ;**
**સાડા ત્રણુ મણુની સામટી, માથે વળી ગ્યો લોઢ;**
**લોઢ વળ્યો કેચીં કયાં ?**
**દાતાર પીર જમિયલની કચેરી ત્યાં.**

જેઠો ગિરનારમાં દાતારને ડુંગરે કોઢનો રોગ હરનારા પીર જમિયલને શરણે જાય છે. લોકકવિ જેઠાને કોમ–ધર્મના ભેદ નથી.

**ગરવે જાયીં તો ગણુ થાય, ભાગે જમની ભે;**
**હિન્દુ મુસલમાન હાલી નીકળ્યાં, દાતાર દર્શન દે.**
**દાતાર દર્શન દે તે વડી,**
**હિલોળા દઈયેં ગરવે ચડી.**
**ઊંચી સખર દાતારની, નીચે ગૌમુખી ગંગા વ્હે,**
**જેઠો રામનો કે' ગરવે જાયીં તો ગણુ થાય, ભાગે જમની ભે.**

દાતારની ટેકરીનું ઇસ્લામ-શિખર : અને ગૌમુખી ગંગાનું હિન્દુ તીર્થોદિક : એ વચ્ચે કવિ જેઠો સુમેળ જુએ છે.

કોઢ માટે કવિ જેઠાએ પ્રથમ તો વિધાતાને ખખડાવી–

**વિધાતા વેરી થઈ, મારા અવળા લખ્યા લેખ;**
**સરા ન માની સંસારની, ને ઊલટા કીધા અલેખ.**
**ઊલટા કીધા અલેખ તે લેવા,**
**ભવેસરની બજારે ઢાલોળા દેવા**
**............મનની મનમાં રે.**
**જેઠો રામનો કે' વિધાતા વેરી થૈ.**

પણ જેઠો તો દાર્શનિક છે ! સમાધાનમાર્ગી છે. તુરત બીજે વિચારે–

**વિધાતા બચાડી કયા કરે, જેવાં તમારાં કરમ,**
**કાં તો માર્યા મોરલા, કાં તો હેર્યાં હરણ.**
**હરણ હેર્યાં તે હરેહરિ**
**ગૌહત્યા બ્રાહ્મણની નડી.**
**કીધીયું કમાણીયું, રિયા સેવો !**
**જેઠો રામનો કે' વિધાતાને દોષ શેનો દેવો !**

હે જીવ ! તમે જ કુકર્મ કીધાં છે. મોરલા માર્યા એ મોટું કુકર્મઃ સ્ત્રીઓનાં હેરણાં હેરવાં–હરણ કરી જવાં—એ પણ ઘોર પાતકઃ એ કરેલી કમાણીને હવે તો રહ્યા રહ્યા સેવી લ્યો, હે જીવ !

આ બધા છકડિયા એક જ માણસે ઉતરાવ્યા લાગે છે. શાહી કલમ ને લખાવટ એકધારી છે, લખાવનાર યાદ આવતો નથી.

## નથુ તૂરી

યાદદાસ્ત પણ અવળચંડી જ છે ના ! ખોખરી એવી 'સુંદરી'—(સારંગી)ને ખોળામાં લઇને અંત્યજ નથુ તૂરી બેસતો, અને બે રાભડાં છોકરાંમાંથી એકને ધવરાવતી ધવરાવતી નથુની ચૂંચી આંખોવાળી લઘરવઘર વહુ બેસતી. બેય જણાં ખરજ અને પંચમ સૂરવાળાં ગળાં મેળવીને કાર્યાલયના નાનકડા ચોકની હરિયાળી પર—

**લાવો લાવો રે બાદૂરખાં મિયાં હિંદવાણી**
**એને આવતાં મેં તો જાણી લાલ હિંદવાણી**

એવું કોઈ મુસ્લિમ દરબારને રીઝવવાને માટેનું ગીત પણ ગાતાં, (જે ગીતે મને 'આવો આવો રે બ્હાદુર આ બહેન હિંદવાણી' એવા 'વેણીનાં ફૂલ'વાળા રાષ્ટ્રગીતનો ઝૂલતો–મલપતો ઢાળ આપ્યો) અને બીજે છેડે 'સંત દાસી જીવણ'નાં ભજનો પણ ગાતાં. આ રહ્યું નથુએ ગાયેલું એ ભજન—

**મુંને માર્યાં નેણાંનાં બાણ રે,**
**વાલ્યમની વાતું માં.**
**વાલ્યમ ! તારી વાતું માં**
**હાંકી મેલ્યાં ઠૂંડી વા'ણ રે,**
**શામળા ! તારી શોભાનાં.**

**૧**

**જીવણ કે' પાંચ તતવ ને ત્રણ ગુણનું**
**તેનું હરિએ બનાવ્યું વા'ણ;**
**મરજીવા થૈને માથે બેઠા,**
**એવાં હરિએ હોકાર્યાં ઠૂંડી વા'ણ રે**
**વાલ્યમની વાતું માં.**

૨

જીવણ કે' શઠ મડાવી કર્યું સાબદું
મુંને આવી મળ્યા સરાણ;
વાભું કરીને વા'લે ઘા કર્યો
મારે ભળહળ ઊગ્યા રવિભાણ રે
વાલ્યમની વાતુંમાં.

૩

જીવણ કે' ગુરુ કાયામાં ગોતજો
મારા વાલ્યમનાં શાં કરું વખાણ!
દસમે દરવાજે ડેરી બિરાજે
રાખો ધોળી ધજાનાં પરમાણ રે
વાલ્યમની વાતુંમાં.

૪

જીવણ કે' ગુરુ મળ્યા ને ગુરુગમ જડયો
મુંને મટી ગઈ તાણાવાણ્ય;
દાસી જીવણ સંત ભીમનાં ચરણાં
પ્યાલા પાયાનાં પરમાણ રે
વાલ્યમની વાતુંમાં.

તે પછી નથુનાં ગાયેલ બીજાં ભજનોનો આખો ચોસર માંડેલો છે. ત્યારે પડેલાં બીજમાંથી અઢાર–વીસ વર્ષે આજ આંબો ફાલે છે. લોકસાહિત્યનો સંસ્કાર એકલી શૌર્યની વાતોએ, એકલા દુહાએ, એકલા પ્રેમશૃંગારના છકડિયાએ નહિ પણ ભજનો વડે ય સર્વ-દેશીય વારિસિંચનથી પોષાતો હતો. આજે ફળ બેઠાં છે. ભજન-વાણીની ધડ મગજમાં બેઠી છે.

નથુ અને એની ચૂંચી આંખોવાળી વહુ, બે છોકરાં, ખોખરી સુંદરી, ખરજ અને પંચમ સ્વરોની એ જોડલી અત્યારે કયાં છે.? જીવતાં છે કે મૂઆં? (આ લખ્યા પછી જાણ્યું કે નથુ ગયો છે, વહુ બેઠી છે.)

એ તો હતો ભટકતો પરિવાર. નાના નાના ઠાકોરોની ડેલીઓ પર એ કુટુંબ નભતું હતું. વર્ષોથી એ વધેલી હજામતવાળો નથુ નજરે નથી પડયો. એની 'સુંદરી' કોઈને વારસામાં દઈ ગયો નહિ હોય ? પરંપરાઓ આમ જ તૂટે છે, એક જાય છે, તેની જગ્યા લેવા બીજો આવતો નથી. ઊઘડો નવાં પાનાં !

## મહારાષ્ટ્રી કવડો

**તેતર**–'ઓતરાતી દીવાલો'માં હોલાની વાત છે. એને મળતી સોરઠમાં તેતરની વાત છે :

**બેન ઊઠ ! બેન ઊઠ !**
**તલ તેતલા ! તલ તેતલા !**
**ત લ તે ત લા !'**

ટાંચણ આટલું જ છે. છતાં આખો પ્રસંગ યાદ છે: કોઈ કોઈ સ્મૃતિને એક પાતળું ટેકણ પણ બસ થઈ રહે છે, જ્યારે બીજાં કોઈક સ્મરણોને સ્થિર રાખવા માટે મોટો થાંભલો પણ નિરર્થક બને છે. દ. બા. કાલેલકરની કારાવાસની આત્મકથા 'ઓતરાતી દીવાલો' વાંચતો હઈશ. 'કવડા'ની મહારાષ્ટ્રી લોકકથા આવી. કવડો ખેડુ હતો. સીતા નામે બહેન હતી. બહેનને કવડાની બાયડી બહુ સતાવતી. એક દિવસ કવડો તાજા પાકના થોડા પોહે (પૌંવા) ઘેર લાવ્યો. બાયડીને કહે કે સાફ કરીને રાખ, ખાવા છે. પછી ખાવા આવ્યો ત્યારે 'પોહે' લાવેલો તેના કરતાં ઘણા ઓછા જોયા. ખિજાયો. પૂછયું: કોણે ઓછા કર્યા ? બાયડી કહે કે તમારી બેન સીતાએ ખાંડયા છે, તે ખાઈ ગઈ લાગે છે. ભાઈ સીતા પર ખિજાયો. સીતા હેબતાઇ ગઇ, બોલી શકી નહિ, એટલે વિશેષ ખીજેલા ખેડુએ બહેનને ખેડનું ઓજાર ફટકારી મારી નાખી. પછી 'પોહે' ખાવા બેઠો. બહુ મીઠા લાગ્યા. ભાન આવ્યું કે સીતાએ તો 'પોહે' પ્રેમથી ભાઇને ખાતર ખૂબ સાફ કર્યા હતા. પસ્તાયેલો ભાઈ બહેનના પ્રાણહીન શરીર પાસે જઈ બોલવા લાગ્યો—

**ઊઠ સીતે !**
**ઊઠ સીતે !**
**પોહે ગોડ ગોડ**
**કવડા પોર પોર !**

**અર્થ**—ઊઠ સીતા ! ઊઠ બેન સીતા ! આ પૌઆ તો ગળ્યા ગળ્યા છે, ને આ તારો ભાઇ કવડો જ બાળક છે—બેવકૂફ છે. તે આવી છોકરવાદી કરી બેઠો છે. ઊઠ સીતા ! ઊઠ સીતા ! ઊઠ સીતા !

પણ સીતા તો શેની ઊઠે ? મરી ગઈ હતી. પછી ભાઈ કવડો પણ મરી ગયો. મરીને કવડો (કપોત) પક્ષી સરજાયો. આજે પણ કપોત જે સ્વરોચ્ચાર કરે છે તેમાં લોકકલ્પના આ શબ્દો સાંભળે છેઃ

**ઊઠ સીતે !**
**ઊઠ સીતે !**
**પોહે ગોડ ગોડ**
**કવડા પોર પોર.**

'ઓતરાતી દીવાલો'માંથી આ કિસ્સો વાંચીને હું ઊછળી પડયો હતો. કાઠિયાવાડી લોકસાહિત્યની કોઇ પણ કૃતિને મળતી આવતી અન્ય પ્રદેશોની નાનીમોટી કોઈ પણ વસ્તુ મળતાં, ન વર્ણવી શકાય તેવો આનંદ થતો. પોતાના પ્રિયજનની અણસાર અજાણ્યા ચહેરાઓ પર એકાએક પકડી પાડતાં જે ગુપ્ત માર્મિક આનંદ આજે પણ અનુભવાય છે, તેવા જ પ્રકારનો આ સામ્યદર્શનનો આનંદ મને લોકસાહિત્યના ઈતરપ્રાંતીય પરિચયમાંથી સતત મળતો રહે છે. અમારા સ્ટાફ પર ભાઈ હરગોવિંદ પંડયાની જીભને ટેરવે, ગંભીર પ્રસંગને હળવો બનાવી દેનારી લોકકથા, ટુચકો, કહેતી, કે ઉખાણું હમેશાં હાજર હોય. એમણે આ મહારાષ્ટ્રી હોલાના ઘૂઘવાટ સાથે સંકળાયેલી કવડા-સીતાની વાત સાંભળતાંની વાર જ કાઠિયાવાડી તેતર-બોલીમાંથી ઉદ્ભવેલ લોકકથા કહી સંભળાવેલી—

## સૌરાષ્ટ્રી તેતર

ખેડૂત હતો. નવા પાકના તલ લાગ્યો. વહુને કહે કે સોઈ રાખો, આજ તો તલ ખાવા છે. રાતે ઘેર જઇ ખાવા બેસતાં તલ ઓછા થયા દીઠા. વહુ કહે, તમારી બેન ખાંડતાં ખાંડતાં બૂકડાવી ગઈ. વગર વિચાર્યે બહેનને મારી નાખી. પછી તલ ભરી જોયા તો બરાબર થયા. બહેનના શબ પાસે બેસી ભાઈ ઢંઢોળવા લાગ્યો—

**ઊઠ બેન ! ઊઠ બેન !**
**તલ તેતલા**
**તલ તેતલા**
**તલ તેતલા**

ઊઠ બેન, તલ તો તેટલા ને તેટલા જ છે. બહેન ન ઊઠી. ભાઇ મરીને તેતર સરજાયો. તેતરના અવતારમાં પણ વણજંપ્યો એ બોલ્યા જ કરે છે—

**તલ તે ત લા !**
**તલ તે ત લા !**
**તલ તે ત લા !**

મારાં સભાજનોની સામે હું આ બેઉ ટુચકા ટાંકી બતાવતાં થાકતો નથી. એવા સામ્ય ધરાવતા ટુચકાઓએ મારી રસેન્દ્રિયને હમેશાં પુષ્ટ કર્યા કરી છે.

## લાંબી લોકવાર્તાના સ્તંભો

| | |
|---|---|
| **રાજા રાજ ને પરજા સુખી**<br>**ખાતો ખાય ને ભરતો ભરે**<br>**જાણુને લાખ**<br>**ને અજાણુને સવા લાખ.** | રાજાના રાજ્યનું વર્ણન |
| **સિતેર ખાન ને બોંતેર ઉમરાવ**<br>**ખખા હોતિયા**<br>**મેતા મસુદ્દી**<br>**કારભારી ચોપદાર** | રાજસભાનું વર્ણન |

હોથલા ટીંબા જેવું : સૂવરનાં ટોળાંએ ઉજ્જડ કરેલ ફૂલવાડી.
સૂવરે વિચાર કર્યો : ઘેંશનાં હાંડલાં શું ફોડવાં ?
બાર ચોકું અડતાલીસ ગાઉમાં ફડાકા મારી રહ્યું છે : (વન)
રૂઝયું કુંઝયું વખત છે : (સાંજ)
સવા પાશેર અફીણનું બંધાણ : (રાજાની સ્થિતિ)

ઘોડાને—

હે દેવમુનિ ! તારી કાનસૂરીએ ચોકડું રાખું છું
એક બીજા ઘોડાની ગંધ આવી.
ઘોડે હાવળ મારી.

**ખરલમાં નાખો તો ખસરક ઘુટાક**
**બરણીમાં નાખો તો ત્રમક ત્રમક**
**બાપ પીએ તો બેટાને ચડે**
**બેટો પીએ તો બાપને ચડે**
**એમાંથી અંજળિ ભરીને** — અફીણનો કસુંબો
**હાથીના માવતને આપે**
**તો રડયુંખડયું ફોરૂં જમીં ઉપર પડે**
**તો સાત પાતાળ ફાડીને શેષનાગને**
**માથે ઠરે**

પાણી પીધું ત્યાં બત્રીસ કોઠે દીવા થયા
જૂઇનાં ફૂલ જેવા ચોખા
પાણી મોર્ય મોજડી ઉતાર મા : (ટાણું આવ્યા વિના ઉતાવળો ન થા)

છ ઘાત:—

**૧—વડલાની ૪૮ મણની ડાળ માથે પડશે**
**૨—સોનાનો વેઢ : તંબોળિયો નાગ**
**૩—ડુંગર બે સામસામા ભટકાય**
**૪—સામૈયાનો ઘોડો**
**આવે રોડું**
**હેઠ રાજા ને ઉપર ઘોડું**
**૫—શે'રનો દરવાજો પડે**
**૬—રાતે તંબોળિયો નાગ**

## જેઠો રાવળ

એક લાંબી લોકકથાના સ્તંભો છે આ. (દાદાજીની વાતોઃ વાર્તા પહેલીઃ મનસાગરો) એ વાર્તાઓ કહેનાર માણસની મુખાકૃતિ, હાવ-ભાવ, નીચું જોઇને અર્ધમીંચેલી આંખે પ્રવાહબદ્ધ વાર્તા કરવાની બાળવૃદ્ધરંજક છટા, વાર્તા કહેતાં કહેતાં પરિપૂર્ણ આત્મવિસ્મૃતિઃ એક વાર કહે, બે વાર કહે, ગમે તેટલી વાર કહે—એક શબ્દ પણ ખડે નહિ એવી તો કંઠસ્થ : અવાજ ઊંચોનીચો થાય નહિ, એકધારો સ્વર અનાડમ્બરી છટાથી વહ્યા કરે. નહિ વચ્ચે કોઇ વ્યસનની આદત, નહિ આડીઅવળી વાત કરવી, નહિ પલનો પણ પોરો: આ વાર્તાઓની જ બનેલી એની દુનિયા હતી. સાચી જીવનસૃષ્ટિમાં જાણે એ શ્વાસ લેતો નહોતો, ચાય રાણપુરમાં ધોળાંફૂલ વસ્ત્રે મળે, ચાય પાંચાળમાં ચોમાસે ભિંજાયેલો લદબદ લૂગડે ભેટે : અણિયાળીનો જેઠો રાવળ એનો એ જ હતો, એકરંગીલો હતો. વિક્રમની વાતો, મનસાગરા અને બધસાગરાની વાતો, એ બધી અદ્‌ભૂતરસિક વાતો એ એનું સમગ્ર જગત હતું. એની પાસેથી કરી કાઢેલાં, ઉપર મૂકેલ છે તેના જેવાં ટુંકાંટચ ટાંચણમાંની દાદાજીની વાતો લખી, ને આજે અઢાર–વીસ વર્ષે, છેક જર્જરિત બની ગયેલાં ન્યુસપ્રિન્ટનાં પતાકડાં પર એની પાસેથી ટપકાવેલા વાર્તા–મુદ્દાઓને બેસારી બેસારી, હમણાં 'રંગ છે બારોટ!'ની વાતો લખી-પ્રકટ કરી છે. અણિયાળીનો જેઠો રાવળ મરી ગયો છે. કાઠીઓનો વહીવંચો હતો. આ લોકકથાઓમાં જે પ્રાસંગિક વર્ણન–છટા જુઓ છો તે તેની છે.

## બારોટનું વિશ્વવર્ણન

પણ પાનાં ફરે છે, અને જેઠા રાવળની જીભથી ટપકતું ગયું તેમ તેમ એ ઝડપ કરીને ઉતારેલું એક વિચિત્ર વિશ્વવર્ણન નીકળી પડે છે—

**ચૌદચાળો કાછ**
**નવલખો હાલાર**

પણ ગતિ કે હલનચલન એ સામતભાઇના વાર્તાકથનને ટાણે, કલાક બે કલાક કે ચાર કલાક થાય તે છતાં ય એના દેહમાં, અરે આંખમાં યે ચાલતું નહોતું. એવા પૂરા ને પાવરધા કલાકાર હતા સામતભાઈ, કે જેના પરથી કલાપીએ 'ગોહિલ વીર હમીરજી' નામના પોતાના કાવ્યમાં 'ગઢવી'નું પાત્ર આલેખ્યું છે.

એ સામતભાઇ, આ ગગુભાઇ, સનાળી ગામનું એ સમસ્ત નીલા શાખાનું ચારણકુળ, એટલે કશીઆભાઈનો વસ્તાર. કશીઆભાઈ એટલે અઝાઝૂડ ચારણ-કવિ. નાનો રઝળુ બાળક હતો ત્યારે નાથજી નામે એક સાધુએ પ્રસાદી રૂપે વિદ્યા આપી અને ઉર-કપાટ ઊઘડી ગયાં એવી એ ઘરની માન્યતા છે. એ કથા ગગુભાઇ નીચે મુજબ કહેતા—

## તુલશીનાથજી ત્રૂઠયા

આશરે બસો વર્ષ ઉપર તુલશીનાથજી જેતપુરમાં આવ્યા હતા. કાનફટા નાથ નામથી ઓળખાતા પંથના એ મહાત્મા હતા. મૂળ પંજાબના રહીશ, પંજાબમાંથી જોધપૂરમાં થોડો સમય રહી ગોંડલ આવ્યા, ત્યાંથી જેતપુર આવી દરબાર કાંથડવાળાના દરબારગઢ પાસેના એક ઓટા પર રહેવા લાગ્યા. થોડે દિવસે એમની પાસે લોકો જમા થવા લાગ્યા. દરબાર કાંથડવાળા પણ સાંજરે સાંજરે આવતા. તુલશીનાથજીને વાર્તા સાંભળવાનો શોખ સારો હોવાથી આપા કાંથડવાળા પાસે રહેતા વરસોભાઈ ગઢવી કયારેક કયારેક વાર્તા પણ સંભળાવે.

વરસોભાઈ મૂળ ખુમાણુ પંથકમાં રહેતા. પણ ભાઇઓની તકરારથી જેતપુરમાં આવી વસ્યા. એને ત્રણ દીકરા હતા. પણ પૂરા તોફાની ને રખડુ. આખો દિવસ ભાદર નદીમાં રખડયા કરે. ગળપણના બહુ શોખીન તેથી ભૂખ લાગે ત્યારે સ્મશાનમાંના લાડવા લઇ ખાય, એ ન મળે તોજ ઘેર આવે. રાતે પણ ઘેર આવે કે બીજે કયાંઇકિ પડયા રહે. આ છોકરાઓનું શું થશે તેની બાપને ફિકર રહેતી હતી.

એક દિવસની સાંજે એ ઓટા પર મળેલ ડાયરામાં વરસોભાઈએ

વાર્તા માંડી. મોરલી પર નાગ ડોલે એમ નાથજી વાર્તામાં લીન થવા લાગ્યા. ખરો રસ જામ્યો ત્યારે નાથજીએ પ્રસન્ન થઇ વરસાભાઈ ચારણના વાંસા માથે હાથ મૂકી 'જીતા રહે વરસડા, જીતા રહે.' એમ કહેવા માંડયું. બે ત્રણ વાર આમ વાંસો થાબડયો, ત્યારે વરસાભાઈ વાત બંધ રાખીને બોલ્યા : "બાવાજી, જીતા રહે, જીતા રહે કરો છો, પણ કોઈ અમર છે ? બ્રહ્માનો પણ કોઇ કાળે અંત છે. તો હું અમર કયાંથી થાઉં ? અને આવી સ્થિતિમાં અમર થાઉં તો પણ શું ! બીજું કાંઈ કહેતા નથી ને જીતા રહે જીતા રહે કહો છો, એમાં મારું શું વળ્યું !

'કયું વરસડા ! તેરે કુછ ઇચ્છા હે ? હો તો કહે દે.'

વરસોભાઈ મુંઝાણા. એને ત્રણે રખડુ ને ઉખડેલ દીકરા યાદ આવ્યા. એણે કહ્યું. 'મારા પર તો દરબારની કૃપા છે. મારે તો જે એક બે પછેડી ફાડવી હશે એ સુખમાં ફાડીશ પણ આ મારા છોકરાનું શું થશે ? તેનું કાંઈક કરો.'

'યું વરસડા ? તેરી ઇચ્છા એસી હે ? તો લે આવ લડકે કો.'

વરસોભાઇ તો દોડી નીકળ્યા. ઘેર તો છોકરા હોય શાના ? પૂછતાં પૂછતાં ભાદરકાંઠે હોવાના વાવડ મળ્યા. વરસોભાઇ હાંફતા હાંફતા ત્યાં પહોંચ્યા. એને જોઈ બે છોકરા તો ભાગી ગયા. સૌથી મોટા લાખણશી દૂર ઉભા રહ્યા. બાપે કહ્યું 'આ લે, સાકર આપું.

ગળપણનો શોખીન બાળક પાસે આવ્યો એટલે બાપે ફાળીઆને વળ દઈ ગાળીઓ કરી રાખેલ તે લાખણશીની ડોકમાં નાખી દીધો. દીકરાએ ગાળો દેવા માંડી, પાટુઓ મારવા માંડી. અનેક તોફાનો કરવાનું આદર્યું. ગળામાં પડેલી પછેડી ફાડી નાખી, છૂટવા બહુ મથ્યો પણ ફાવ્યો નહિ. છોકરાને ધસડતા ધસડતા વરસોભાઇ તુલસીનાથજી પાસે લઇ ગયા.

પોતે તૈયાર કરાવી રાખી હતી તે ભાંગની અંજલી ભરીને નાથજીએ લાખણશી સામે જોઇ કહ્યું, 'લે બેટા, પી જા.'

જવાબમાં લાખણશીએ નાથજીને ગાળો સંભળાવવા માંડી.

નાથજીએ કહ્યું, 'વરસડા, ઉસકા શિર પકડ કે યું ભાંગ મેં ડૂબે દે.'

વરસાભાઇએ લાખણશીનું માથું પકડી પરાણે નાથજીની અંજલીમાં એનું મોઢું બોળ્યું. હોઠ અડતાં ગળ્યું લાગ્યું. એથી લાખણશી પી ગયો. ભાંગ પેટમાં જતાં જ બાળક આપોઆપ નાથજીની સામે જોઇ બોલી ઊઠયો:

**નીલા લાખણસીંહને, ત્રૂઠા તુલસીનાથ,**
**માને સારી મેદની, હાકમ જોડે હાથ,**

નાગજીએ ભાંગની બીજી અંજલી ભરી, 'લે બચ્ચા!' કહેતા લાખણશી પી ગયો અને આપોઆપ બોલી ઊઠયો.

**આભ જમી વચ એક તું, સો વાતાં સમરથ,**
**થલ ભુરારા ઠાકરા, નામું તુલશીનાથ!**

પછી ત્રીજી અંજલી લેતાં તો બાળક હાથ જોડીને બોલી ઊઠયો.

**પ્રેમે ભજિયા રિયા નવેં નિધ પામી,**
**'ધારાવર કવલાશો ધામી**
**હુકમ કરો જો અંતરજામી**
**ગજા સંપત હું કરું ગુલામી**

**જાવા સંશય મનસા જાડા,**
**આવે મોજ ફરે કોણ આડા**
**લાયક વર દેતા હર લાડા**
**દેવાસરે દેવ જગ ડાડા.**

**પરચા તણા વેણ સત પલશી**
**ચારણ લખો કહે ના ચલશી,**
**મુજ તણે ધન માલ જ મલસી**
**તુજ તણે પરતાપે તલશી!**

વરસોભાઈ નાથજીના પગમાં પડી ગયા.

'બાપુ, આ છોકરાનું તો કામ થઈ ગયું પણ જે બે નથી હાથ આવ્યા તેનું શું ?'

'કયું વરસડા, તેને દેખા નહિ તીન અંજલી ઇનકો પિલાઈ હે. ફિકર કયું કરતા ! વો દોભી એસે હી હોગે...!

એમજ થયું. સૌથી નાના કશિયાભાઈ તો બહુ પ્રખ્યાત કવિ થઈ ગયા. ઘણાં માનપાન પામ્યા, લાંબું ને સુખી જીવન ગાળ્યું, અને જોરદાર દુહા ગીત રચ્યાં તે જાણીતાં છે.

ગગુભાઈનો ને મારો સંપર્ક પાંચ-સાત વર્ષ ટકયો. રાત્રિ અને દિવસ અમે ભેળા રહ્યા, ભેળાં ખાધાં ને પીધાં. રસધારની કૈંક વાતો, કૈંક ટુચકા, બહારવટિયાના કૈંક કિસ્સા એ ગગુભાઈની પ્રસાદી છે.

હું તો જોડાજોડ લોકગીતો ને ભજનો પણ ભેગાં કરતો. ઝમકદાર ડિંગળ-વાણીના ઉપાસક ચારણોને સુકુમાર સ્ત્રીગીતો લોકગીતો પ્રત્યે જે હાંસીભર્યો અણગમો હોય છે તે ગગુભાઇમાં ન મળે. હું કોઈક સ્ત્રી-ગીતને વિશે પૂછું, પોતાને આવડે નહિ, એટલે દીકરાને બોલાવે : 'કાનજી, આમ જો, ઝવેરભાઈને ફલાણું ગીત જોવે છે. હવેથી આપણે રસ્તે જે કોઇ મળે તેને, ઢેઢ મળે તો ઢેઢને ય, ઊભો રાખી પૂછવું કે એલા ફલાણું ગીત બોલ. એ બોલે એટલે આપણે લખી લેવું. સમજ્યો ને કાનજી ? સમજાણું કરણ ? ઢેઢ મળે તો ઢેઢને પણ પૂછવું ને આ ઝવેરભાઇને માટે ગીતો કઢાવવાં.'

## શેણીના ગામમાં

*શેણી-વિજાણંદની વાત મેળવવા અને એ પ્રેમકથાની લીલાભૂમિ

*આ વાર્તા 'સૌરાષ્ટ્રની રસધાર' ભા. ૫ માં છે : ગોરવીઆળી ગામના ચારણ વેદાની દીકરી શેણીને વિજાણંદ નામના ચારણ જુવાન પર છુપો પ્રેમ જન્મ્યો. વિજાણંદ જંતર નામે વાદ્ય અત્યંત સુંદર રીતે બજાવતો. જંતર બજાવી વેદાને પ્રસન્ન કરી એણે શેણી માગી. વેદો કહે કે એકસો એક નવ-

ગોરવીઆળી ગામ જોવા ગગુભાઈ મને સાથે લઈ ગયેલા. ત્યાં અમે ઓજત નદીનું નાનું ઝરણ જોયું–જે ઓજતને શેણીએ વીનવેલી કે–

**ચડ ટીંબા, ચડ ટીંબડી**
**ચડ ગુંદાળી ધાર;**
**ઓજત ! ઉછાળો લઇ**
**વિજાણંદ પાછો વાળ.**

ગુંદાળી ધાર તો મારા બાળપણાની પરિચિત. ગુંદાળી ધાર પર એક વાર નેસડું ઊભું હશે. આજે એ ધારીગુંદાળી ગામડું બન્યું છે. માસીને ઘેર મહી–માખણનો ઘરવ કરવા માટે શહેરનો છોકરો રજાએ રજાએ જતો. ગુંદાળી ધારની ઓથે ઊભેલો કોઠો હજુ યાદ છે. દીઠેલાં એ અર્થહીન સ્થળો શેણી–વિજાણંદની વાર્તા સાંપડયા પછી પ્રણયનો મર્મ ધારણ કરીને અંતરમાં ગોઠવાઈ ગયાં છે.

ગોરવીઆળીમાં જેને ઘેર ગયા હતા તે ચારણ શેણીના બાપ–ઘરનો વંશ જ હતો. એના મનથી તો 'શેણી આઇ' એ કોઈ દેવી બની ગઈ હતી. ને દેવીસ્થાને પ્રતિષ્ઠા પામેલ 'શેણી આઇ' એ તે કદી પ્રણયિની હોઈ શકે ! શેણી ને વિજાણંદની પ્રણય-ઘટનાનો તો એણે સોઈ ઝાટકીને ઇન્કાર કર્યો. 'આઇ' અને પ્રણય, એ બે વચ્ચે એના મનમાં કોઇ સુસંગતિ નહોતી. એમાં એને કુળપ્રતિષ્ઠાની હાનિ લાગતી હતી.

બાજરાના પોંકનો દૂધમાં ડોયેલો ભૂકો એ મારું ત્યાંની રાતનું વાળુ હતું. વળતાં માર્ગે માંજેલીમાં બેઠાં બેઠાં ગગુભાઈએ એની ચિત્રાત્મક બાનીમાં, વિગતપૂર્ણ ચિતાર ખડો કરીને, અંતર પર સદાને

---

ચાદરી ભેંસો લઇ આવ તો શેણી પરણાવું. વિજાણંદ એ શર્ત પૂરી કરવા માટે ઊપડી જાય છે. પણ મુદતસર ન આવતાં શેણી હિમાલયમાં ગળવા ચાલી જાય છે. હિમાલયમાં એ અરધી ગળી ગઇ ત્યારે વિજાણંદ ત્યાં પહોંચે છે. એનું જંતર સાંભળતી સાંભળતી શેણી પ્રાણ ત્યજે છે. વિજાણંદનું જંતર તૂટે છે. એકલો પાછો વળીને એ પામર જેવો જીવન પૂરું કરે છે.

માટે છાપી નાખે તેવી શૈલીમાં, જે એક કિસ્સો કહ્યો તે 'ઘોડી અને ઘોડેસ્વાર' નામની વાર્તારૂપે 'રસધાર' ખંડ ત્રીજામાં અગ્રપદે છે ને મારી યાદદાસ્તમાં સાંગોપાંગ સમાઇ બેઠેલ છે. મેં જાણે નજરેનજર, સગી આંખે નિહાળેલ હોય તેવું છે એ શેત્રુજીના આરા પરનું દૃશ્ય : એ પૂરના ઘૂઘવાટ, એ ઘોડીનો યુવાન અસ્વાર, એ માફાળા ગાડામાંથી બાળક સોતી ઊતરતી, વાયે લહેરાતાં મલીરે શોભતી કાઠીઆણી, એ ત્રાપો, ત્રાપા પર કાઠીઆણીનું બેસવું, ત્રાપાનું નદી-પુરમાં ખેંચાવું, મધવહેને એ ત્રાપાની રસી પર ચડી ચાલ્યો આવતો નાગ, નિરાધાર ત્રાપાનું પૂરમાં ઘસડાવું, ઘોડીના અસ્વારનું પૂરમાં ઘોડી સહિત ખાબકવું, બાઇ-બાળકને બેલાડે લઇ લેવાની બહાદૂરી, અને છેલ્લે ત્રીજી તળપે કાંઠા પર ચડી ગયેલી ઘોડીનું ક્રમોતઃ રડતા અસ્વારે ઘોડીના શબ ઉપર પોતાનો રેંટો ઢાંકયો હશે તે પણ નજરે તરવરે છે. ગગુભાઇની કથનશૈલીનો એ પ્રભાવ હતો.

## સૂંથો વાળંદ

સાચા અને જૂઠા શૌર્યને સાથે વણીને ગગુભાઇ જે બનેલા બનાવો વર્ણવતા એ પણ લાક્ષણિક હતા. ટાંચણ-પાનું એવો એક કિસ્સો સંઘરી રહ્યું છે :—

ચીતળની ગોહિલો-કાઠીઓ વચ્ચેની લડાઈ વખતે એક કાઠીનો વાળંદ હતો. નામ સૂથો જામ. યુદ્ધની આગલી રાતે કાઠીઓ પંગતમા વાળુ કરવા બેઠા. સૂથો વાળંદ તાંબડી ફેરવતો દૂધ પીરસે છે. કાઠીઓ એને કહે છે કે 'બાણું રેડયને ! રેડયને દૂધ ! લીલાંછમ માથાં લઉને આદા છયેં, ખબર છે ને ?' (લીલાં માથા લઇને મરવા આવ્યા છીએ.)

'હા બાપ ! લ્યો દૂધ. લ્યો વધુ.' એમ કહેતો સૂથો ખૂબ દૂધ પીરસે છે. પણ પછી લડાઇ થઇ તેમાં—

'તબડ ઘોડે રોઝ ચાઠા
'કુંપડો કે' ;જુઓ કાઠા
'નોખ નોખા જાય નાઠા.'

( કાઠીઓએ ઘોડાં ઘરભણી એવાં તગડાવી મૂક્યાં કે રોઝડાં જેવા અબુધ પ્રાણી પણ બીને ભાગ્યાં. કાઠીઓનો આગેવાન ફૂંપોવાળો કહે છે કે જોઇ લેજો આ કાઠીઓ! વેરવિખેર નાઠા છે. )

નાસતા કાઠીઓની આડે સૂથો વાળંદ તાંબડી લઈને ઊભો રહ્યો, કહે છે કે લ્યો બાપ, પીતા જાવ દૂધ! લાલુડાં માથાં લઉને આદા'તા!

ખિજાયેલા કાઠીઓ કહે કે 'એલા તું શી ફિશિયારી મારછ! તું શું મરવાનો છો!'

કહે કે 'હા, હા, હું કાઠિયો વાળંદ છું. હું કપાઇ મરીશ.'

એમ કહી તરવાર ખેંચી. જુદ્ધમાં ઝિંકાણો. ચીતળની બજારમાં લડયો ને મુઓ.

## ભાષાનો ભંડાર

ગગુભાઈ વિધવિધ સરદારોના દાયરામાં બેસનાર, અને સ્વભાવે સારગ્રાહી, એટલે કૈંક તુક્કા કિસ્સા ભેગા કરે. કાદુ મકરાણીના બહારવટામાં શામિલ ચૌદ વર્ષના છોકરા ગુલમહમદ જમાદારની ભાળ એમણે મને આપેલી. કહેતા કે 'ઝવેરભાઇ! ગુલાબના ગોટા જેવો છે હો!' ને નીકળ્યું પણ ગુલાબ જ. વાઘેરોના બહારવટામાં 'હમ નૈ હટેગા!' એવી હાકલ કરીને ઊભા રહેનાર આરબ જુવાનની વાત પણ એણે કરેલી. ( જુઓ 'સોરઠી બહારવટીઆ : ભા–૨ )

વર્ણનો પણ એના લાક્ષણિક હતાં. સિંહને આમ વર્ણવે :—

'ભૂહરી લટાળો, પોણા પોણા હાથની ઝાડું, થાળી થાળી જેવડા પંજા, સાડા અગિયાર હાથ લાંબો, ગોળા જેવડું માથું, ગેંડાની ઢાલ જેવડી છાતી, કોળીમાં આવે એવડી કડ. દોઢ વાભનું પૂંછડું, એનો ઝંડો માથે લઇને આવે ત્યારે વીશેક ભેંસુની છાશ ફરતી હોય તેવી છાતી પોણા ગાઉ માથેથી વગડતી આવે છે, ગળું ઘુમવટા ખાતું આવે છે. પોણા પોણા શેરનો પાણો મોઢા આગળ ત્રણ ત્રણ નાડાવા ચણેણાટ કરતો આવે છે, ને જેની ઘડીએ પગની ખડતાલ મારે છે તેની ઘડીએ ત્રણક ગાડાં ધૂડ ઊડે છે. ઘે! ઘે! ઘે! કરતો ધખીને આવ્યો. એક લા નાખી, બીજી લા, ને ત્રીજી લાએ તો ભુક્કા!

સાંઢિયાને ગગુભાઇ વર્ણવે ત્યારે–

'જમીં પર લા બળતી જતી હોય એવા છબ્યા ન છબ્યા પગ માંડતો, ડીલને નિંડાળીને પંદરેક હાથ માથે ઝ ફ કરેતો, ડોક અસ્વારના ખોળામા નાખી દેતા, ત્રણેક ગાઉ માથે જાતો ને કણુકે. તાળવું કાઢતો આવે......'

એક વાર આ વર્ણન મેં એક બહારવટિયાની વાર્તામાં ઉત્સાહ-ભેર વાપર્યું. વાત લઈ ગયો દરબારશ્રી વાજસૂરવાળા પાસે વંચાવવા. વાંચીને એ કહે કે 'ભાઈ, બહારવટિયાનો સાંઢિયો કણુકે નહિ. એ જો અવાજ કરે તો તો થઈ રહ્યું ના! મોત જ આવે ના!

મારી સાન ઠેકાણે આવી. ભભકદાર વર્ણનને તો એના યથા-સ્થાને જ મૂકી શકાય એ ભાન થયું.

ગગુભાઇની વાતચીતમાં થોકબંધ ભાવપ્રતીકોવાળાં વાકયો આવતાં તેનું હું ભણતર ભણતો. કોઇ અનુચિત કર્મ કરનારને માટે—

'અરે ભાઈ, કબરમાં કાંટા શું કામ નાખાછ?' એટલે કે મૃત્યુને અગાઉથી શીદ બગાડે છે? એની સમજાવટ કરતા પાછા કિસ્સો કહે કે 'જુનાગઢના નવાબ મોહબ્બતખાનજી રોજ પોતાની પોતાને માટે તૈયાર રખાયેલી કબર પાસે જઈ ને કહેતા કે 'માઈ! મેં જબ આઉં તબ મેરી નજર રખનાં હો!'

એકલિયા બહારવટિયા માટે કહે કે 'એકલિયો તો કાઢેલી તરવાર હતો.'

કોઈક વાર્તા-પાત્ર વિશે કહે કે—

'મારા ધણીના મારનારનું માથું ન મળે ત્યાં સુધી મારે અગન્યની આંઘોળી છે.' અર્થાત ત્યાં સુધી હું અગ્નિનાં જ અંઘોળ [સ્નાન] કરતી હોઉં તેવી યાતના ભોગવીશ.

'આંહીં તો ભાઇ! રાઇનો કણુ સરખો છે.' એટલે કે અહીં તો આપણે સૌ સરખા છીએ, કોઇ નાનું કે મોટું નથી.

કેક ચારણો મારાથી દિલ ચોરતા ને એવી શંકા સેવતા કે આ તો આપણી વાતું લઈ જઇ આપણો ધંધો ભાંગી નાખે છે, ત્યારે

ગગુભાઈ કહેતા કે 'આમણે તો સ્મશાનો સજીવન કર્યાં છે. જેમનો પતો ન જડયો હોત તેવા નાના વીરનરોને પુનર્જીવન આપ્યું છે, ને ઉલટાની આપણને ય ખબર નહોતી એવી વાતો લાવીને રજૂ કરી છે, વાતો માંડયા જ કરીએ, કદી ખૂટે નહિ.'

મારા ભોગ લાગ્યા તે એક વાર આ મુલાયમ માનવીને એક શ્રીમંત સ્નેહીની જાનમાં તેડી ગયો. એ શિક્ષિત અમીર-પુત્રે પોતે જ કહ્યું હતું કે કોઈક ચારણને લાવજો, પણ લગ્નની ધમાલ એવી રહી કે ગગુભાઇ ખીલ્યા નહિ. ઘણો પ્રયત્ન કર્યાં છતાં જીભ્યા જામી નહિ અને ખાસ નિમંત્રાવીને તેડાવેલા આ મોભાદાર ચારણને કંઈ પુરસ્કાર આપવો તો દૂર રહ્યો, એનું રેલભાડું યે અપાયું નહિ. હું લાજી મર્યો. ગગુભાઈ કહે 'અરે ઝવેરભાઈ, કંઈ નહિ. એ તો થયા કરે.'

તે દિવસથી ચારણ સ્નેહીઓને હું બહાર લઈ જઈ શ્રીમંતોને આશરે રજૂ કરતો અટકયો છું.

ગગુભાઇને છેલ્લા દીઠેલા જેતપુરની એક દરબાર-ડેલીએ. મોંમાં દાતણ હતું, મળવા નકકી કર્યું પણ ડોકાયા નહિ. મને ઘણીઘણી વિમાસણ થઈ, કે શું કારણ હશે! પણ ખરી ખબર ઘણા વર્ષો પછી પડી. ૧૯૩૩ માં મુંબઇ હતો ત્યાં એમના મૃત્યુની જાણ થઈ. પાછો કાઠિયાવાડ આવ્યો ત્યારે ખબર પડી કે એમને કંઈક વિચારવાયુ થયો હતો, ને શંકા ઊપડેલી કે 'મને કોઈક જમવામાં ઝેર દઇ રહેલ છે!'

ગગુભાઇને વિશે મારાથી સંકોચ પામતે પામતે પણ ટકોર કરનારા કેટલાક સ્નેહીઓ મળ્યા હતા : કાઠી દરબારોના કેફ નશાખોરી પર ગગુભાઈની છાપ સારી નથી, દારૂમાં ચકચૂર બનતા નપાવટ દરબારોનું રંજન કરીને એ પોતે વસતીને પીડનકર્તા થઈ પડે તેવાં ઇનામો મેળવે છે. ફલાણા દરબારનું નિકંદન નીકળી ગયું, ફલાણાને પણ સારી સલાહ ન મળી વગેરે.

હું જાણું છું કે આ રાજ્યાશ્રિત ચારણોમાંના કેટલાકની કથા ટપકાને પાત્ર છે. મારા વળના બીજા કેટલાક ચારણો વિશે પણ નબળી વાતો સાંભળું છું. વ્યસનીઓ અને મૂર્ખોના આશ્રયે આ ચારણો એક નાનકડી દુનિયામાં પુરાઇ જાય છે ને અહોરાતના રાજ-સંગને પરિણામે વિશાળ લોકજીવનનો સંપર્ક તો ગુમાવે છે પણ સાથે મુલ્યાંકનશકિત યે ખૂએ છે. રાજાઓ પાસે બેસીને લોકોને ભોગે સુગલ કરાવતા ચારણોની પણ મને જાણ છે. વિદ્યા કેવલ વિલાસની બાંદી બની રહે છે. અધિકારશાહીની સૃષ્ટિની જેમને બહુ મધલાળ લાગેલી છે તેમનું પણ એમ છે, અને આ નવા જમાનાએ નવા સરજાવેલા દરબાર-વર્ગનો, એટલે કે મિલપતિ પૂંજીપતિ શેઠીઆઓનો આશરો પણ તે ચારણ ભાઇઓની મૂળ દશાનું પુનરાવર્તન જ કરાવી રહ્યો છે.

ઇલાજ શું ?

વિદ્યાપોષક સંસ્થાઓ ને વ્યકિતઓ તેમને સંઘરી શકે તેમ છે ? નહિ.

કાં તો ચારણો ચારણો જ રહે ને કાં ધંધાધાપામાં પડી જાય. ચારણો રહેશે તો મૂળ જે સંજોગોમાં ખીલતા તેને મળતા સંજોગોમાં જ, રૂપાન્તરે, તેઓને રહેવું ફાવશે.

આ ગંભીર અને ગ્લાનિકર વિચાર સાથે મારી પહેલી ટાંચણ-પોથી પૂરી કરૂં છું અને ગગુભાઇએ કહેલ એક હાસ્યરસિક ટુચકાનું ટાંચણ ટપકાવી તેમની સ્મૃતિને, મારી જોડેના તેમના પૂર્ણ નિઃસ્વાર્થી, પૂર્ણ સંસ્કારશીલ, શુદ્ધ સાહિત્યલક્ષી, મનની માયામહોબ્બતે અંકિત સમાગમની સ્મૃતિને જુહારું છું—

## નવે નાકે દીવાળી

વાણિયો હતો અને પદમિયો વાળંદ હતો. બેયની બાઇડિયું પાણી-શેરડે મળી.

વાળંદની બાયડીના પાણીના છાંટા વાણિયાણયને બેડે ઊડ્યા. વાણિયાણય કોચવાણી. બે શબ્દ સંભળાવ્યા.

સામે પદમિયાની વાળંદીઆણીએ પચાસ સંભળાવ્યા. કારણ કે પદમિયો તો દરબારી વાળંદ હતો.

વાણિયાણયે આવી વાણિયાને વાત કરી. વાણિયો કહે કે 'ફકર્ય નહિ. આપણે તો વાણિયા. વાળંદ કરતાં સાડી સાત વાર નીચા.' પણ વાણિયે વેર મનમાં સંઘર્યું. દીવાળી લગી વાટ જોઈ.

દીવાળી આવી. દીવાળીની સાંજે વાણિયો વાળંદ પાસે જઈને કહે: 'પદમાભાઈ, બાપા, એક સજૈયો (અસ્તરો) દેશો ? રાતની રાત જ કામ છે.

વાળંદને કુતૂહલ પ્રગટ્યું. વાણિયાએ વિશેષ કહ્યું: 'પણ એવો દેજો કે એક જ લબરકે ફારગતી થઇ જાય.'

પદમિયો ન રહી શક્યો. અસ્તરો દીધો, પણ વાંસે વાંસે વાણિયાને હાટે ગયો, 'શેઠ, પેટની વાત કહો. અસ્તરાની આજ રાતે શી જરૂર પડી ?'

દીકરાને વાણિયો કહે, 'કપુરચંદ, તું આઘો ખસી જા. વાઘ સાંભળે, વાઘનો કાંટો સાંભળે.'

પછી વાણિયો વાળંદને કહે 'પદમાભાઇ, તમને જ કહું છું. આ જ રાતે અમે ઘરમાં બેસી, અમારાં સૌનાં નાક કાપશું.'

વાળંદ તો ધ્રુજી ઊઠ્યો: 'કાં ?'

કે 'ભાઈ, દર દીવાળીએ કાપીએ છયેં.'

'હેં !'

'હા. રાતે કાપીને હડફામાં મેલી દયેં, તે સવારે નવાં નાક પાછાં આવે. પણ નવાં કેવાં આવે પદમાભાઇ ! કે કોઈનું નાક અખડાબખડ

હોય, કોઈનું બેડલ હોય, કોઈનું ગોળી જેવું હોય, તો સવારે દીવાની શગ્ય જેવું થઇ જાય. ને બોલ્યાં જૂનાં નાક જે કાપીને હડફામાં મેલ્યાં હોય તે તમામ સોનાનાં થઇ ગયાં હોય.'

હાંઉ, પછી કાંઈ પદમિયો મણા રાખે! દીવાળીની રાતે, પોતાનું ને બાયડીનું, બેયનાં નાક કાપ્યાં. વધુ સોનાની લાલચે ઠેઠ કપાળેથી અસ્તરો ચલાવ્યો, ને પછી આખી રાત જાગતાં બેઠાં. નવા વરસનું પરોડ થયું. સવાર પડ્યું. પણ ન તો નવાં નાક આવે, કે ન જૂનાં કાપેલ સોનાનાં બને!

મોં માથે લૂગડું વીંટીને પદમો લપાતો લપાતો વાણિયા પાસે ગયો. 'શેઠ, ઓરા આવજો તો! આ અમારાં નાક તો નવાં ન આવ્યાં.'

'અરર! પદમાભાઈ! તમે મને પૂછતા'તા તયેં શી ખબર કે તમારે પણ નવે નાકે દીવાળી કરવી હશે! મને કહેવું'તું તો ખરું! કાપતી વખત મંતર ભણવાના હોય છે! મને પૂછવું તો હતું! હવે શું થાય!'

પછી વાણિયે વાણિયણને કહ્યું: 'હવે કૂવાકાંઠે પદમાભાઇ વાળંદની વહુ તને છાંટા નહિ ઉડાડે. બાકી આપણે તો વાળંદથી ઊતરતાં, અરે ઢેઢથી યે ઊતરતાં. ગમે તેમ તોય ઈ દરબારી વાળંદ! ને આપણે વાણિયાં.'

# બંદૂકો આવી ને બહાદુરો રડયા.

બીજી પોથી ઉઘાડું છું અને ચક્ષુ સમીપ ખડો થાય છે એક કદાવર આદમીઃ વાને નાગર જેવો ઊજળો, ભરાવદાર કાળી મૂછ દાઢી, અંબાઈ લીલા રંગની સુરવાળ અને પહેરણ. મુખમુદ્રા પર કુમાશ છતાં ધંધો કરડાઇનો, વ્યવસાય જોતાં ગળું ત્રાડો પાડતું હોવું જોઇએ: છતાં મારી યાદદાસ્તમાં એક મુલાયમ કંઠ સંઘરાયો છે.

## રાણા આલા મલેક

એનું નામ રાણા આલા મલેક. '૨૬ની સાલ હશે. બહારવટિયાનું સંશોધન ચાલતું હોવું જોઈએ. એક દિવસ જામનગર રાજ્યના મહાલ લાલપુરથી પતું આવ્યું: 'અમારી પાસે બહારવટાની, વાઘેરોની, રાયદે બૂચડની ઘણી ઘણી પાયાદાર વાતો છે. કહો તો મોકલી આપું. હું પોતે એજન્સી પોલીસની ઘણાં વર્ષ નોકરી કરી આવ્યો છું. ઘણા બહારવટિયાનાં ધીંગાણાંમાં કામ કર્યું છે. હાલમાં એજન્સીનું પેન્શન લઈ આંહીં રાજ્યમાં ફોજદાર છું. લી. તાબેદાર જત રાણા આલા મલેક.

સૂમને સોનાના ચરુની ખબર મળે જેને ઝડપે દોટ કાઢે તે ઝડપે હું ટ્રેન પકડી લાલપુર પહોંચ્યો. કડકડતા શિયાળાની સવારે, ગર્જનાભેર વહેતી નદીની ભેખડ પર આવેલા એ પોલીસથાણામાં જઈને એ કદાવર આદમીને મળ્યો. પહેલી જ વાત એ કરી કે 'તમે મારા 'તાબેદાર રાણા આલા' નહિ પણ કાકા થાઓ. શે સગપણે? એજન્સી પોલીસને સંબંધે. મારા પિતા ને તમે, બેઉ એજન્સી પોલીસની સ્થાપના પછી પહેલી ભરતીના સંબંધ-ભાઇઓ.

'અરે! કાલિદાસભાઈના દીકરા!' એવડા આનંદે રાણાભાઈની જબાન વહેતી થઈ. ટાંચણ કે કાગળની એને જરૂર નહોતી. એને મન તો બહારવટિયાનો ઇતિહાસ એ એક જીવતું જગત હતું, એ જગતનું તો પોતે એક પાત્ર હતા. એક પણ ઠેકાણે અટક્યા કે યાદદાસ્તને તાજી કર્યા વગર, રાણાભાઈએ કડકડાટ વાતો કહેવા માંડી ને મેં ટપકાવવા માંડી. જાણે કે કોઈ છાપેલ ચોપડી વાંચતા વાંચતા પોતે લખાવે જતા હતા! નિરક્ષરતાની દુનિયામાંથી ખડો થયેલો એ જત જુવાન, એજન્સીની નોકરીમાં સોળ શેરની બંદૂકને ખભે લઈ કોન્સ્ટેબલની છેલ્લી પાયરીથી પ્રારંભ કરી છેવટે ફોજદારી સુધી પહોંચેલ તે કલમના બળથી નહિ, જવાંમર્દીના જોરથી. લખતાં તો એને શીખવું પડ્યું હતું. ગામડાંના પોલીસ-પટેલ કરતાં વધુ વાક્યરચના આવડતી નહિ. પણ વાચા એના કંઠમાં હતી. સવાર અને સાંજની બે બેઠકોમાં એણે મારાં પાનાં ને પાનાં ભરાવી આપ્યાં.

એ પાનાંમાંથી આગલાં ઘણાં પાનાં મારી પોથીમાંથી ખરી ગયાં છે. બાકી વીસેક વળગી રહ્યાં છે. ગયેલાં પાનાંમાંથી મેં ઘણોખરો સંભાર તો બહારવટિયાનાં વૃત્તાંતોના ત્રણે ભાગમાં ભરી લીધેલ છે, છતાં કેટલીક લાક્ષણિક વાતો ગુમાવી છે એવું લાગ્યા કરે છે. આ જતો, સંધીઓ અને વાઘેરોનાં કથાનકો તો ઠીક, પણ એમની પ્રણાલિકાઓ, પરંપરાઓ અને આચારવિચારો, જેને હું વધુ મહત્ત્વ આપું છું, જેની પાર્શ્વભૂ પૂર્યા વગર નરી વાર્તાઓના બુટ્ટા નિસ્તેજ લાગે, ને જેની પ્રાપ્તિ રાણાભાઈ જેવા માણસો જ આપણને કરાવી શકે, તેના પર જ મારું ધ્યાન હતું. દાખલા તરીકે બામા જતની હકીકતમાં એક પ્રસંગ છે.

## નામર્દોની અદબ શી!

'ઇસવરીઆ ગામના જુવાન સંધી હાસમ બાવા ઝુંઝેનને બામા બહારવટિયાનાં માણસોએ પકડીને મારી નાખ્યો. એના જ ગામને ઝાંપે એને મરેલો ખાલા માથે બેસાર્યો. કારજને દિવસે સવારે સંધીઓ ભેળા થયા. ડાયરો બેઠો

છે. તે વખતે મરનાર હાસમની વહુ માથા પરનું ઓઢણું ખંભે નાખીને ત્યાંથી નીકળી. મુરબ્બીઓની મરજાદ લોપનાર આ બાઇને દેખી સંધી ડાયરો તાજુબ બન્યો. કોઈએ બાઇને એની બેઅદબી માટે ઠપકો આપ્યો. બાઇ બોલી કે 'હું ભીમા સિવાય કોઇ બીજાની લાજ કાઢીશ નહિ.' એટલા જ શબ્દોએ સંધીઓને ચાનક ચડાવી ખડા કર્યા.

પોતાના ધણીને મારનાર પર કિન્નો લેવા માટે ઉશ્કેરવા કોઇને નામર્દો, હિચકારાઓ કે એવું કશું કહેવાને બદલે એક રાંડેલી જુવાન ઓરતે ઓઢણું ખંભે નાખીને જ કાતિલ સંકેત કર્યો, એ મારા આજ સુધીના સંશોધનમાં એક નવીન બાબત છે. રાણુભાઈએ તો ઉપરાઉપર સંધીઓ જતોના જૂના કિસ્સા રેલાવવા માંડયા.

એક આ વાત ટાંચણમાં અણુવપરાયેલી છે—

'ગુરગઢ ગામના મલેક રાણો તથા સધર તથા જીવણ ને ડોસલ, ચારે જણા જામનગરને રાણપર ગામે જતા હતા. રાણપરમાં બે હજાર જતો રહેતા. ચાર મુખીઓ જામ સાહેબના અમીર હતા. રબારી શિયો, રૂડો ગામેતી, હાજી મંગરીઓ સંધી, ફકીરો હજામ વગેરે મળી જામના રાણપરનું રક્ષણ કરતા હતા. પોરબંદરથી રાણા સતાજીએ રાણપર જીતી લેવા પોતાના બે હજાર મેર, તુંબેલ, સૈયદ, સોઢા વગેરે મળી સાત હજારનું કટક વહેતું કરેલું. એવી સ્થિતિમાં રાણપર જતા આ ચારે ગુરગઢવાળાઓને રસ્તામાં ભોગાટ ગામ આવ્યું ત્યાં બહેન મલીબાઈએ કહ્યું કે 'રાણપુર જાવ નહિ તો સારું, કેમકે વાઘેરો ઊમટીને હાલારમાં પ્રવેશ કરી ગામ ભાંગશે.' એટલે તેઓ પાછા મરડાયા ને ગાગે આવ્યા. ગાગા ગામવાળાઓએ કહ્યું કે 'મલેક, ન જાવ તો સારું. વાઘેરોએ ઓડા બાંધ્યા છે.' એટલે સધર મલેકે જવાબ દીધો : 'તમે ન બોલ્યા હોત તો અમે રોકાત. પણ હવે તો જવું જ જોશે.' ગયા. વાઘેરો ત્રીસ હતા. તેમણે તાશેરો કર્યો. આ ચારેમાંથી દરેકને ચાર ચાર ગોળી લાગી. ચારે જણ ઘોડેથી ઊતરી ગયા. તરવારોની રમત ચલાવી ખપી ગયા. ઘોડીઓ ઘેર ગુરગઢ ગઇ. લાશો રણમાં પડેલી. ગુરગઢવાળાઓએ જઈને રણમાં વાઘેરો સાથે ધીંગાણું કર્યું'. આ પ્રસંગનો દુહો છે—

ચગલા ચીઠા ચાર
કાંઠે કિલોઇને;

**લીઆરો લાલ ગુલાલ**
**તેં રંગ્યો સધર સુલતાનીઆ !**

(કિલોઈ નદીને કાંઠે મેં ચાર પાળિયા દીઠા. હે સધર મલેક ! તેં લીઆરા ડુંગરને રુધિરે લાલ રંગ્યો.)

'તમે ન કહ્યું હોત તો અમે રોકાત.' એ motiff આ સોરઠી જીવનમાં ખૂબ ખેલ ભજવી ગયો છે. જે ન કરવાનું કહેવાય તે જ કરવાની હઠીલાઈ: આ દિશામાં જઈશ ના ! આ ઓરડો ઉઘાડીશ ના ! આ વાવનું પાણી પીશ ના !—ના પાડવામાં આવે તેટલા માટે એ જ કરવામાં આવે, લોકકથાઓનાં કલ્પિત વસ્તુને આગળ ધપાવવા માટે 'મોટીફ'ની આ કરામત કિસ્મત રૂપી વાર્તાકારે જીવનમાં પણ આમ જ વાપરી છે અને કેટલીય કરુણતાઓ નિપજાવી છે.

બીજી એક બાબત, જે અગાઉ કદી કોઈની પાસેથી મળી નહોતી તે રાણા ભાઈએ કહી. કાઠિયાવાડની હાકેમી કરવા સંખ્યાબંધ ગોરા આવ્યા પણ તેમની નૈતિક ચાલચલગત વિશે ઇતિહાસ ચૂપ રહ્યો છે. માળીઆના મિંઆણા બહારવટિયા વાલા નામોરી અને મામદ જામની જે વાત રાણાભાઈએ કહી તેનું મારું ટાંચણ બોલે છે—

'મામદ જામ ને અલાણો જામ બેઉ વિચાર કરે છે. અલાણો કહે કે તારી વહુ સાથે ફિટ્જરલાડ ચાલે છે. (ફિટ્જિરાલ્ડ તે વખતના એજન્ટ ટુ ધી ગવર્નર હતા.) એટલે મામદ જામે જઈ પોતાની વહુને અફીણ પાયું.'

છેક ૧૯૨૬માં દૂર દૂર લાલપુર મુકામે લાધેલો આ અંશ ૧૯૩૬માં મેં આલેખેલી 'સોરઠ તારાં વહેતાં પાણી'ની વાર્તામાં કામ કરી ગયો છે. એમાં જે બે ગોરાં પાત્રો આવે છે, તેમાંથી એકમાં મેં આ ગેરચલગત મૂકી છે.

## નજરોનજરનું ધીંગાણું

રાણાભાઈએ રાયદે બૂચડ નામના બહારવટિયાની વાત કરી. બારાડી પ્રદેશનો આ ભયંકર ચારણ બહારવટિયો કૌટુમ્બિક વૈરના

પ્રસંગમાંથી ઊભો થયો હતો. સંધીઓની ટોળી બાંધી હતી. તેની સામે દરબારી પોલીસે કરેલા ચેકના ડુંગરવાળા ધીંગાણાનું ટાંચણ રાણાભાઇએ કરાવ્યું છે—

'બાબુ સાહેબ ને નરસી શુક્લ અને જમાદાર નથુ આલા—

ચેકના ડુંગર પર સામસામા ચડી ગયા. ઉપર છુપાયેલ બહારવટિયાને ઘેરી લઈને સાદ કર્યો—

'રાયદે ! હાલ હવે કસૂંબો પીવા.'

'હવે તો કાકા ! સરધાપરમાં (સ્વર્ગમાં) કસૂંબા પીશું.'

આખો દિ' ધિંગાણું કરીને રાયદે સલામત ઊતરી ગયો.

રાયદેનો જુલમ બહુ વધી પડયો.

હંફ્રી સાહેબ નિમાણા તેના બે આસીસ્ટંટ સોટર અને પેલી સાહેબ હતા.

હંફ્રી ઉજ્જડ થેપડામાં પડેલા.

રાણા આલાને હુકમ કર્યો કે કોળી કચરા બજાણાવાળાને તમારી પાસે રાખો.

કચરાને પકડી રાખ્યો. તે વખતે કચરે કહ્યું કે તમને ફાયદો થાય તો બાતમી આપું. સાહેબ પાસે લઇ ચાલો. રાણા આલા એને સાહેબ પાસે લઇ ગયા. એની પાસેથી બાતમી મળી.

ગણા ને ભીંડોરાની હદમાં સોટર સાહેબ રેટલા લઇને આવ્યા. રાણા આલા વગેરે ત્યા હતા. સગડ લઇને ચાલ્યા.

એક પટેલ : માથે મોરીઓ લઇને ચાલ્યો આવે.

અમે પૂછ્યું, 'એમાં શું છે ?'

'પાણી ભરવા જાઉં છું.'

'ક્યાં રે'વાં ?'

'ચેકરી.'

ચેકરી તો ત્રણ ગાઉ આઘું—ને આંહીં પાણી લેવા !' એમ કહીને મોરીઆમાં બંદુકનો કંદો માર્યો. અંદરથી દારૂગોળો પડયો.'

(બહારવટિયા માટે જ એ લઇ જતો હતો.)

'ક્યાં છે હરામખોરો ? બતાવ, નહિતર મારી નાખશું.'

'હાલો બતાવું.'

કાંટ્યમાં લઇ ગયો.

ઊંચી ટેકરી પર ચાડીકો ઊભેલો એને અમે બંદુકે માર્યો. બધા બારવટિયા ભાગ્યા, પણ પાછા આવી એ મુએલ જુવાનની લાશ લઇને જ ગયા.

પાછળ અમારી ધસત થઇ.

બહારવટિયા ગામમાં દાખલ થવા આવ્યા. લોકો આડા પડી કહે કે 'સાહેબ અમારું ગામ બાળી નાખે.'

બહારવટિયાએ એમાના ત્રણનાં માથાં કાપ્યાં. ગાડાં લઇને ગઢ કર્યો.

અમે આવ્યા. માથાં વાતો કરવા જાય !'

(બહારવટિયાએ કાપેલ લોકોનાં માથાં વાતો કરવા મથતાં હતાં !)

અમે ગાડાં પર ગોળી મારી, ગાડું તૂટ્યું. કોઠા પર જે જુવાનો ઊભા હતા, તેમના પર અમે ગોળીઓ ચલાવી. તેઓ ઘોડસાર ઉપર ખાબકયા. ગાડું મૂકીને બાર જણા ચડી ગયા. ત્યાંથી તેઓ ધીંગાણું કરવા લાગ્યા. અમે રબારીને ઘેર આડા લઇ ગયા. ત્યાંથી અમે ગોળી આંટી. મુંગરીઆ જુસાને માર્યો.

છતાં બહારવટિયા કોઠા ઉપર બેઠા બેઠા પાવા વગાડે, કાફીયું ગાય.

છેવટે બહારવટિયા નીચે ઊતર્યા. મુએલા મુગરીઆ જુસાની લાશ લઈ લીધી. કિનખાપના રેટા ઓઢાડયા, લોબાન કર્યો. દફનાવીને ભાગી ગયા.

પાંચ હજાર માણસ ભેળા થઈ ગયા. આલા જમાદારે કોઠા ઉપર ચઢી સળગતો પૂળો કરી અમને સમજાવ્યું કે હવે ભડાકા કરો મા.

## સાચા વૃત્તાંતો દેનાર

કહેનાર પોતે જેમાં સામેલ હતા તે ધીંગાણાનું આ એણે શબ્દશઃ કરેલું વર્ણન છે. રાણાભાઇની કાવ્ય કે અલંકાર, વર્ણન કે ભભક વિહોણી, એક પોલીસ ડાયરી જેવી કહેણી પણ પ્રાણવંત ચિત્ર આપે છે. મેં હમેશાં માન્યું છે, કે જૂના વખતના કાઠિયાવાડી પોલીસખાતાના માણસો એ આ પ્રકારનું સાહિત્ય મેળવવાનાં સારાં સાધનો છે. બહારવટિયા ને ડાકુઓ સાથે હાથોહાથ ધીંગાણાં ખેલેલા,

તેમનો પત્તો મેળવવા માથું કોરે મૂકીને ભયંકર જગ્યાઓમાં ભટકેલા, યુક્તિપ્રયુક્તિઓ ને પ્રપંચો વાપરીને તેમનાં રહેઠાણોમાં જઈ પહોંચેલા, અને છેવટે તો બધો જ જશ પોતાના ગોરા ઉપરીને જ ખાટી જવા દઈ રૂપિયા બે પાંચનાં ઇનામો અગર નજીવાં પ્રોમોશનથી સાંત્વન લેનારા આ દેશી પોલીસ નોકરોમાં કાંટીઆ વર્ણના લોકો હતા તેટલા જ પ્રમાણમાં બ્રાહ્મણો વાણિયાઓ હતા. આવાં પાત્રોનો સંપર્ક મને સારા પ્રમાણમાં થયો છે. તેઓનું એક મહત્ત્વનું લક્ષણ એ છે કે બહારવટિયા લૂંટારાની વાતોમાં પોતે સામા પક્ષને ઉતારી પાડી પોતાની જ શેખી ગાતા નથી હોતા, પણ સામા પક્ષની બહાદુરી, નેકી, ઇમાનદારી વગેરે પણ ચીતરે છે. એક જ ધરતીનાં સંતાનો દૈવગતિથી બે સામસામી છાવણીઓમાં વહેંચાઈ ગયાં અને માથે આવેલી કડવી ફરજ બજાવવાની જ હતી, એ આ લોકોની વૃત્તિ હતી.

## જૂસો મનરો

રાણાભાઈ પાસેથી મળેલ છેલ્લું ટાંચણ આપીને એમના મૃત આત્માને સલામ દઉં છું—

ગુરગઢના જમાદાર ઉમર આમદ ભેગો જુસો મનરો નોકરીમાં હતો. જમાદારે હુકમ કર્યો કે ગુરગઢના આયર ભીમાં કાળાની દીકરા–વહુને તેડવા ગાડું મોટે આસોટે જાય છે તેની સાથે જાવ.

વહુને તેડીને ગાડું સોનારડીને પાદર આવ્યું.

મૂળુ માણેક (વાઘેર બહારવટિયો) તે વખતે જખ્મી થઈને સોનારડીના ગરાસીઆને ઘેર રહેલ, પાસે પૈસા ન મળે. એટલે ખરચી મેળવવા માટે વાઘેરોએ ઓડા બાંધ્યા હતા. ગાડું નીકળ્યું. પૂછ્યું,

'ક્યાનું ગાડું ?'

'ગુરગઢનું'

'ક્યાં ગયું'તું ?'

'આસોટે.'

'કોણ છે સાથે ?'

'જુસો મનરો.'

એટલે મૂળુ માણેકે ગાડું લૂંટવાની ના પાડી. પણ વીંધો માણેક ન માન્યો. ઘણું મૂળુ માણેકે કહ્યું છતાં ખરચીને અભાવે છેવટે ગાડા પાછળ ચાલ્યા. માથે ધાબળા ઓઢીને બાવાઓ સાથે ભળી ગયા.

ગુરગટ નજીક હતું. આયરે ગાડું છોડયું. જુસો મનરો દેવતા સળગાવી ચલમ ભરે છે. આહિરની દીકરા–વહુનાં બધાં ઘરાણાં પોતાના હમાચામાં છે.

એમ મૂળુ માણેકે જુસાની બંદુક ખેંચી લીધી. ટપોટપ ફૂચલીઉં ઉપાડી, અને બંદૂકું ભરી.

જુસો મનરો કહે, 'બંદુક શું કામ? તરવારે આવી જાવ.'

એક હાથે છરી લઇ, બીજે હાથે હમાચો વીંટી, જુસો કુદ્યો. છરીથી ત્રણને માર્યા.

ગાડામાંથી વહુ કૂદી, સાસરાને કહે 'પીટયા! જોઇ શું?'

જુસાની તરવાર વહુએ ખેંચી અને વહુ કૂદી.

સસરો કહે 'અરે દીકરી! મને તરવાર દે.'

કે 'ના બાપ તને ન હોય.' બાઇ મંડી, બે જણને માર્યા.

મૂળુ માણેક પોતાના જણને કહે 'હવે બસ.'

લાશો ઉપાડીને ચાલ્યા ગયા.

## માનવતા સ્પર્શતી હતી

આ છેલ્લા પ્રસંગમાંથી બે મુદ્દા નોંધપાત્ર બને છે. એક તો ખરે ટાણે સોરઠી ઓરત મરદાઈ દાખવવા કૂદી પડે: ને બીજું, કાઠિયાવાડના કાંટીઆ લોકોને બંદૂકો પ્રત્યે નફરત: છેલ્લી વેળાનો મામલો મચે છે અને મરવું એ જ્યારે નિશ્ચિત લાગે છે, ત્યારે પણ 'આવો તરવારે!' એવો વીર–પડકાર સંભળાય છે. આખરી ટાણે ગભરાટ કે શૌર્યનો સન્નિપાત નથી. પણ શાંતિભેર અને ગૌરવભેર હાથોહાથની સમશેરબાજી બતાવીને પછી ખતમ થવાય તેની ખ્વાયેશ છે. બંદૂકો જ્યારે આ પ્રાંતે પહેલવહેલી આવી ત્યારે બહાદુરો બહુ રંજ પામ્યા હતા, અરે રોયા પણ હતા એમ કહેવાતું હું ઠેર ઠેર સાંભળું છું.

કારણ કે તેમનો પોરસ હમેશાં હાથોહાથની લડાઈમાં મરદાઈનું પાણી બતાવવામાં હતો. વાત સાચી પણ છે. સામસામા આવીને જે મુકાબલો થતો હતો તેમાંથી પ્રેમશૌર્યના કેટલાક ઉચ્ચ અંશો પ્રકટ થતા. બંદૂકોએ એ અંશો ઓછા કર્યા. લડાઈ જેમ જેમ વધુ યાંત્રિક બનતી ગઈ તેમ તેમ વ્યક્તિગત ખાનદાનીનું પ્રાકટ્ય કમતી થયું. ઠંડે કલેજે માઈલોના માઈલો દૂર રહીને અગર તો આકાશમાં ચડીને ગોળા વરસાવનારાઓને માટે મુખોમુખ માનવતાનું દર્શન અને જેના પોતે ભોગ લઈ રહેલ હોય છે તેના પ્રત્યેનું ઊર્મિસંવેદન અશકય છે. મારનાર મરનારને જોતો નથી. મૂળુ માણેકની પાસે મશીનગન હોત તો, એની મોટી સંખ્યા સામે એક બંદૂકવિહોણો સિપાહી ફક્ત છરીભર લડી રહેલ છે અને એક આણુત અબળા તરવાર લઈને ઊતરી પડેલ છે એથી એને હૈયે અહોભાવ અંકિત જે માર્દવ પ્રકટયું તે પ્રકટત નહિ અને ઘરેણાં લીધા વગર એ પાછો ફરી જાત નહિ.

## વાતડાહ્યાઓ વિદાય લે છે

**પા**ને પાને ઘટનાઓ ટંકાતી આવી છેઃ ઇતિહાસ જેની ખેવના જરીકે ન કરે તેવી નાની નાની, ગામટીંબાની, કુટુંબની, ઘરઘરની ઘટનાઓ લોકજિહ્વાએ લખી રાખી. કારણ કે એને તો લોકોને ઉંબરે ઉંબરે જઈને સંસ્કાર સચવાવવા હતા. માનવી માનવી વચ્ચેનો આચારવ્યવહાર ઊજળો રખાવવો હતો. મારાં ટાંચણનું નવું પાનું એવી એક જ ગામટીંબાની વાત સાચવી રહ્યું છે—

'બગસરા ગામનો કાઠી દરબાર હરસુરવાળો. એની સામે માત્રો અને ઓઘડ [બાપ ને બેટો] નામના ભાયાત બહારવટે. બાપ ને બેટો કેવા ?—

જત્યા પડકારા કરે,
પૂતર કે' ધન્ય બાપ!
ઓધડ માત્રો ભગારીએ'
તો ઊગરીએ' આપ.

(પિતા અને પુત્ર ધિંગાણામાં સામસામાં પડકારા કરી શૌર્ય ચડાવે.)

એ બહારવટું પાર પડાવવા બીજા બે કાઠી પિતા-પુત્રે માંગા ધાધલે અને જાંતરૂ ધાધલે જવાબદારી લીધી. હરસુરવાળાનો કોલ મેળવીને બહારવટિયાને બોલાવવા ગયા.

બહારવટિયા કહે કે 'મામા! જેમ બોકડાને કાપી નાખે તેમ કાપી નખાવવા હોય તો વચમાં પડશો મા.'

કે 'ના બાપ! કૂવામાં ઉતારીને વરત વાઢવી નથી. સવા શેર લોઢાનો ખીલો તો સૌ વાપરે છે. [અર્થાત્ બરછી હશે!]

પણ ખૂટલનો ખૂટે ને લોટણનો લોટે.

બગાસરે બાબુજી તેં
સજડે કાઢયું સૂડ,
હે ખૂટલ હરસૂર!
માર્યો ધાધલ માંગડો.

હરસુરવાળાએ ખૂટામણ કરીને શરણે આવનાર બહારવટિયાઓનું કાસળ કાઢવા માટે જમાન બનેલા માંગા ધાંધલને ઠાર કર્યો. માંગાના પુત્ર જાંતરૂએ બહારવટિયાને બચાવવા તલવાર ચલાવી. બીજાઓને માર્યા, પણ જ્યારે હરસુરવાળાને ઠાર કરવાની તક આવી ત્યારે જાંતરૂ પારોઠ કરીને ઊભો રહ્યો.

(પારોઠ કરવી એટલે પીઠ દેવી. બસ, પાપીના પરિત્યાગ અને તિરસ્કારનું આ મૌનભર્યું સૂચન હતું: 'પારોઠ દઇને ઊભો રહ્યો.')

ને કહ્યું–

'હરસુરવાળા, તને ન મારૂં. 'તું' પાળક કહેવા. પણ હવે તારા બગસરાનું પાણી નહિ પીઉં.'

જખ્મી બાપ માંગો મરવાની આખરી પળે દીકરાને કહે કે 'જાંતરા, મને પાણી મેલ્ય.'

જાંતરૂ કહે કે 'બાપુ, આંહીંનું પાણી ન પીવાય. હવે તો પ્રાચીને પીપળે પિવાડીશ.' (મુઆ પછી પ્રાચીને પીપળે પિતૃને પાણી નખાય છે.)

## સૌથી મોટું પાપ ખુટામણ

મરતા પિતાને મોંએ પણ એ ધરતીનું પાણી પુત્રે ન મૂકયું. કારણ કે એ પૃથ્વી ગોઝારી હતી. એના માલિકે ખુટામણ કર્યું હતું. ને ખુટામણની તોલે આવે તેવું બીજું એકેય પાપ સોરઠની ધરામાં મનાયું નથી. એક વાર જેને આશરો દેવાઈ ગયો તે ચોર, ખૂની કે ડાકુ હોય તો પણ એના પ્રત્યે ખુટામણ-વિશ્વાસઘાત ન થઈ શકે. ચાંપરાજવાળા બહારવટિયાને હાથ કરવા માટે સરકારની જેતપુર વગેરેના કાઠી દરબારો પર ભીંસ થતાં એમાંના આગેવાન દરબાર મૂળુવાળાએ હામી બની ચાંપરાજની તલવાર છોડાવી અને પછી તો સરકારે ચાંપરાજને કાળા પાણીની સજા કરી, એટલે ચારણ પાલરવ ગિયડે ફિટકારનો ઘણો ઉગ્ર દુહો કહ્યો—

વન ગઈ પાલવ વિના,
જનની કે'તાં જે;
દારીને ચાંપો દતે
માન્યું સાચું મૂળવા.'

( હે મૂળુવાળા ! તમારી કાઠીઓની માતા, લગ્ન વખતે ચોરીમાં બેસે છે ત્યારે કાપડું નથી પહેરતી, એ મેં આજે સાચું માન્યું. અર્થાત કાઠીલગ્નની આ રૂઢિ પર એવો મર્મ કર્યો કે 'તમે કાઠીઓ નાગીના છો.'

જોગીદાસ ખુમાણને વિશે પણ એમ જ બન્યું. એમના બહારવટાનો તાપ ન સહેવાયો એટલે સરકારે અને ભાવનગર રાજ્યે—

• ઠેરેઠેર ભેળિયાં થાણાં
કાઠી ગળે બળાણા કેય;

**જસદણુ અને જેતપર જબ્બરી**
**ડરિયા મૂળુ શેલો હોય.**

જેતપરના મૂળુવાળાએ અને જસદણના શેલા ખાચરે આ તાપથી અકળાઈ અંગ્રેજ સરકાર પાસે અરજ કરી. સરકારે કહ્યું–'જોગીદાસને લઇ આવો તો ઊગરશો—' પોતાના જાતભાઈઓને ઉગારવા જોગીદાસ શરણે થયા. એ બનાવથી તો આ ચારણી કાવ્યનો કર્તા ભાવનગરનો સ્તુતિકાર હોવા છતાં ય એટલી વેદના પામ્યો કે એણે એજ કાવ્યમાં ગાયું—

**ખાળા આળા મેલ્ય ખુમાણે**
**વાળાનો કીધો વિશવાશ;**
**કૂડે દગો કાઠીએ કીધો**
**દોરી દીધો જોગીદાસ !**

અરે દગલબાજો ! તમે વિશ્વાસઘાતી બન્યા ! ખુટામણુ કર્યું ! જોગીદાસને દોરીને સોંપી દીધો !—લાગે છે કે જ્યાં જ્યાં 'ટ્રાઇબલ લાઇફ' હશે ત્યાં બધે જ આ 'ખુટલાઈ' વધુમાં વધુ ગંભીર ગુનો ગણાતી હશે. ખેર, નવું ટાંચણુ–પાનું ઊઘડે છે અને રક્તપાતમાંથી સૌંદર્યજનિત તત્ત્વજ્ઞાનમાં લઈ જાય છે.

**કેક ચાલ્યા ગયા !**

'કચ્છમાં જરાર નદી.

લાખો ફુલાણી ત્યાં જેઠ મહિને નીકળ્યા. મેનું સરવડું આવ્યું.

સૌના રેંટા, દુશાલા, શાલુ ઓઢેલ તે પલળી ગયાં.

નદીકાંઠે તલબાવળાં ઉપર રેંટા દુશાલા, શાલુ સૌએ સૂકવી.

લાખે જોયું : 'વાહ, તજરાનો બાગ હોય એવી નદી લાગી છે શોભવા !'

તજરાનો એટલે અરીણુના છોડવાનો બાગ. અરીણુના ફૂલ લીલા, રાતાં, પીળાં, આસમાની હોય.

સાથીઓને કહે કે 'જુવાનો. હવે લુગડું કોઇ લેશો નહિ.' નદીને એવી રૂડી દેખીને લાખો સૂકવેલાં શાલ રેંટા મૂકીને જ સાથીઓ સાથે ચાલી નીકળ્યો.

આવળ બાવળ બોરડી
ખાખર ખાજડિયાં,
ભાખે વન ઓઢાડિયાં
પીરી પાંભરિયાં.

તે પૂર્વે એ જ નદીકાંઠે એક વાર રાજા ઉન્નડ બનડેજો આવેલો.

ભાદરવો મહિનો : ચારણો નદીકાંઠે ભેંસડીઉં ચારે, વાસળીઉં વગાડે, દુહા લલકારે. કડય કડય સુધી ઝીંઝવો ઊગેલ.

'વાહ ! નદી કેવી રૂડી લાગે છે !'

રાજા ઉન્નડે એ નદીકાંઠો ચારણોને બક્ષિસ દીધો.

તેની પણ પૂર્વે એક વાર હેમહડાઉ વણજારો નીકળેલો. ભેળી મોતીની ભરેલી પાંચસો પોઠયું. પોઠીઆ નદી ઊતરતા હતા. એમાં એક ગુણ ઊતરડાઇ ગઇ ! ઝરરર ! મોતી નદીમાં વેરાણાં.

મોતી સાથે માછલીઉં ફડાકા મારવા મંડી.

હેમહડાઉ જોઇ રહ્યો : વાહ નદી કેવી રૂડી લાગે છે ! આ નદીમાં તે કાંઇ વેળુ શોભે ! એલા બધી પોઠું નદીમાં ઠાલવી દ્યો.

એવી શોભા કરીને હેમહડાઉ ચાલ્યો ગયો.

છેલ્લા આવેલ રાજા લાખા ફુલાણીના કવિએ મલકાઇને પૂછ્યું નદી જરારને: હે જરાર ! તું તો જૂની પુરાતની છે. તને કોઇ આ ત્રણ જેવા સૌંદર્યની ખુમારીવાળા નરો સાંપડયા છે ? ત્યારે જરાર હસીને જવાબ વાળે છે—

લાખા જેહડા લખ ગિયા,
ઉન્નડ જેહડા અઠ;
હેમહડાઉ હલ ગિયો,
વંજી ન કેણી વટ.

હે માનવી ! લાખા ફુલાણી જેવા તો મેં લાખ અને ઉન્નડ જેવા આઠ રાજા જોઇ નાખ્યા છે. ને હેમહડાઉ પણ હાલ્યો ગયો, એ કયે રસ્તે ગયો તેનો ય કોઇએ ભાવ પૂછયો નથી. માટે ગુમાન કરો નહિ.

માનવીના દિલની ફૂલગુલાબીની સામે માનવ-ગુમાનની વ્યર્થતાનું પલ્લું સમતોલ રાખનારા આ નાનકડા કથાનક પર કંઇ વિવેચનાની જરૂર નથી.

## વાલજી ઠક્કર

ફરી પાછી ટાંચણમાં સોરઠી ઘોડીએ—

'જેમ વચાર઼ ઘૂમટો તાણીને વઇ જાય તેમ ઘોડીની કાનસૂરીની પણ અવળ સવળ દોઢ્યું ચડી ગઇ છે.'

એ ઉપમા સંસ્કૃત સાહિત્યમાંથી નહિ મળે. એ લોકસાહિત્યની સંપત્તિ છે.

અમોદરા વાજસુર ખુમાણ, દોકડ લઇને ઘોડા પર બેસે: જેટલી ચાલ વગાડે તેટલી ચાલમાં ઘોડો પગના ઘૂઘરા બજાવે.

નવાબ સાહેબ [જુનાગઢના] પાસે કરી દેખાડયું.

'માગો ઇનામ.'

'ઇનામ ન જોઇએ.'

ઘોડેસ્વારીના વિધવિધ શોખ અને ચાતુરી સાંભળ્યાં હતાં. આ પહેલવહેલું જાણ્યું. ટાંચણમાં કયારે પડી ગયું તે પણ ખબર નથી રહી. કોણે લખાવ્યું હશે? અનુમાન કરું છું કે અકાળા ગામના વાલજીભાઇ ઠક્કરે. અકાળા ગયેલો ૧૯૨૭માં, આસોદર ગામના ગઢવી દાદાભાઇનો સંપર્ક કરવા. પણ યજમાન મિત્ર હાથીભાઇ વાંકને કુટુંબમાં મરણું થયું, અમારું મિલન હજુ તો જમાવટ પામે તે પહેલાં વિંખાયું, લગભગ ખાલી હાથે પાછો વળ્યો. ગામથી સ્ટેશનના બે ગાઉના પંથમાં ગાડામાં ખોજા વાલજીભાઇ ઠક્કર સ્ટેશને આવવા સંગાથી બન્યા. ને એમણે એ એક જ કલાકની વાટમાં મારી ખોઇ, ચારણો પણ પાણી ભરે એવી સોરઠી વાતોથી છલકાવી દીધી. હીપા ખુમાણની વાત, બહારવટિયા ચાંપરાજવાળાની વાત, મામદ જામ મીંઆણાની વાત. દરેક વાત ઘડીબંધ અને કડીબંધ.

સોરઠના વાતડાહ્યા માણસો એક તરફથી નિરર્થક અલંકાર-ઠઠેરા કર્યા વગર અને બીજી તરફથી સંકલના ચૂકયા વગર, લોચા વાળ્યા વગર, ગેંગે ફેંફે કર્યા વગર, થોથરાયા વગર, પાસાબંધી ને સંઘેડા-

ઉતાર જે ગુજરાતી શૈલી કેળવતા હતા તેના નમૂના લેખે મને વાલજી ખોજાએ એ દિવસની બળદગાડીમાં સંભળાવેલી કહેણી યાદ રહી ગઈ છે. એ જુવાન હીપા ખુમાણ અને બાપ રાવત ખુમાણની વાતમાં કેટલી સાદી ઉપમાઓ આવતી હતી !

બાપ દીકરાનું દોયા જેટલું ડીલ. શેરેક માટીમાંથી ઘડેલ હોય તેવા.

બેય જણા મની જાતની ઘોડીઉં માથે અસવાર.

ઘોડીઉંનો રંગ કોરી જગન્નાથી જેવો. બેય જણા કરિયાણે જીવા ખાચરને ઘેર કારજે જતા હતા.

ઘોડીએ ચડીને ઠેઠ ચૉરે ચાલ્યા આવ્યા ( કારજ પર આવનારે ગામ-ઝાંપેથી પગે ચાલતા આવવું જોઇએ. )

ડાયરાની આંખમાં ખટક્યા.

ત્રણની ડોઢય વળતી ગઈ ( અર્થાત ડાયરામાં બેઠેલ બીજા કાઠીઓ આ બેઉ મહેમાનો સાથે કટાક્ષમાં બોલવા લાગ્યા. )

પછી એ અસભ્યતાનું વેર વાળવા માટે એ ગામના દરબારે આ બાપદીકરાને ઘેરથી બે મા–દીકરી ઘોડીઓ પૈકીની જે મા હતી તેની ચોરી કરાવી, એ ચોરની પાછળ પડવાને માટે જુવાન પુત્ર હીપો જ્યારે તૈયાર થયો, પણ માએ દીકરાને ખાઇને જવા કહેતાં હીપો જમવા બેઠો, તે લાક્ષણિક પ્રસંગનું વાલજી ઠક્કરે વર્ણન કર્યું તેનું ટૂંકું ટાંચણ આમ છે—

મા કહે, 'બટકું ખાતો જા.'

ખાવા બેઠો.

મા કહે, '[illegible], હવે તું વાંસે ન ચડ તો ઠીક, કારણ કે વછેરીને પેટ-પીડ [illegible].'

કમાડ ઝાલીને બાઈ (હીપાની વહુ) ઊભેલી એ બોલી: 'કુંઇ, તો પછી ગલઢેરો (પોતાનો કાઠી પતિ) આ ઘોડીએ ચડીને ગામતરાં કરી નહિ શકે.'

'કાં ?'

કે ' ચડીને નીકળશે એટલે કાઠીઓ મહર (મશ્કરી) કરશે કે આની માને ચોર લઇ ગયા. અને કજિયો કરશે તો કહેશે કે અમે તો આ ઘોડીને વિષે કહેતા હતા ! '

## વાતડાહ્યા સોરઠિયા

પોતાની યુવાન કાઠીઆણીના આટલા જ શબ્દોએ હીપા ખુમાણને ખાવું પડતું મુકાવી કેવો ખડો કરી દીધો, અને એને કેવાં ભયાનક જોખમમાં ઝંપલાવવા પ્રેરણા આપી આજીવન વીર બનાવ્યો, એ આખી વાત તો વાલજીભાઇએ આપેલા ઠાવકા ચિતાર પરથી મેં સોરઠી રસધાર ભાગ પાંચમામાં (હીપો ખુમાણ) આલેખેલી પડી છે, ને એનાં પ્રુફ તો મેં પચીસ વાર વાંચ્યાં હશે. એ વાર્તા મેં જાહેરમાં સંભળાવી પણ છે વારંવાર, છતાં આજે આંખો એનાં આઠ પાનાંનાં ટાંચણ પર ફરે છે અને કબરમાં પોઢી ગયેલા ખોજા વાલજી ઠક્કરનું વ્યક્તિત્વ એ મીટ જેવડા જ મેળાપની ફ્રેમ વચ્ચે સદાઇને પ્રત્યક્ષ થાય છે. ધંધે ગામડાનો વેપારી, ન્યાતે ખોજો, વયે પચાસેક વર્ષનો, મોભાદાર અને અડીખમ આ માણસ પોતે એક એમેચ્યુર શિલ્પી હતો. પણ એ અપવાદ રૂપ કોઇ નિરાળી પ્રતિભા નહિ પણ સામાન્યતાનો પ્રતિનિધિ હતો. વાતડાહ્યાપણું એ સૌરાષ્ટ્રનો એક સંસ્કાર છે. હમણાં જ એક સ્નેહીનો કાગળ હતો, લખતા હતા કે 'કાગળ લાંબો લખું છું તેથી કદાચ કંટાળશો. પણ માણસ જેમ વયમાં વધતો જાય છે તેમ તેમ એની garrulous–વાતોડિયા પ્રકૃતિ જોર કરે છે. ' મેં સામું લખ્યું કે વાતો કરવાની, અવિરામ વાતોના તડાકા હાંકે રાખવાની ચાતુરીભરી રુચિને તો હું આપણો એક સંસ્કાર સમજું છું. જો એ સંસ્કાર આપણામાં મજબૂત ન હોત તો વડીલ ઘરઆંગણે બેઠો બેઠો પુત્રવધુઓને કડવો ઝેર લાગત અને બાળકોને ડરકામણો દેખાત. અરધી જિંદગી સુધી જોયેલું જાણેલું, જે સંચિત જ્ઞાન, તેને પહેલદાર વાત–કૌશલ દ્વારા નવી પેઢીને આપતા

જવું એ તો એક આશીર્વાદ છે. વાલજીભાઈ ઠક્કર જેવા તો કુટુંબે કુટુંબે હતા. ચોરે ને દાયરે, નદીઓની વેકુરીમાં કે દુકાનોને ઓટે તેઓ બેસતા; નિવૃત્ત વૃદ્ધોને, પેન્શનરોને, સદાના આજારોને, બેકારોને, જુવાન દીકરા જેના ફાટી પડયા હોય તેવા હતાશ પિતાઓને, એક વાર સંપત્તિની ટોચે ચડીને પછી પટકાઈ પડેલાઓને, સમાજ જેમને એવાળમાં કાઢી નાખે છે તેવા સર્વને બાકીની આવરદા જીવવા જેવી કરી આપનાર આ વાતડાહ્યા વાલજી ઠક્કરો જ હતા.

## જૂઠીબાઈ બોજણ

વાલજીભાઈએ એક 'જૂઠી બાઈ' નો કિસ્સો ટપકાવ્યો છે તેનું ટાંચણ વાંચીને વિસ્મય પામું છું કે આજ સુધી એ વાર્તા મને કોઇ સંગ્રહમાં મૂકવા જેવી કેમ ન લાગી ! ચરોતરની પાટણ-વાડિયણ જી'બાની શ્રી. રવિશંકર મહારાજે કહેલી વાર્તા લખી છપાવું છું તેનાં પ્રુફ આજે જ વાંચ્યાં એટલે આ 'જૂઠીબાઇ'ના ટાંચણનું આકર્ષણ બેવડાયું છે—

દેરડી જાનબાઇની. ત્યાં સવા ભગત બોજા. બકાલાની વાડી. સાધુસંતને ખવરાવે. સદાવ્રત આપે.

ઘરમાં બાઇ માનબાઈ. એને સવા ભગત નામ લઇને બોલાવે.

જે રળે તે શેઠને ત્યાં જમા કરાવે. અષાઢી બીજે બધું ખલ્લાસ થાય. ઊલટું પાંચ પંદરનું નામું વધે.

એક દી' સાધુ વાડીએ આવ્યા : કહે 'કુછ દે.'

'ઘેર ચાલો.'

'નહિ, ઇધર દે.'

'દાળ અને લોટ દઉં ?'

'ઔર ક્યા ?'

છાણાંનો આડ કરી બાટી પકાવી.

'ભગત, દો બેગૂન દે !'

'અરે મહારાજ ! હજી તો પરમને દિ' રોપ કર્યાં છે !'

'અરે જૂઠ ? મૈંને દેખા.'

'ક્યાં દેખ્યાં? બતાવો.'

લઇને ગયા વાડીમાં. રીંગણાં વળગેલ દીઠાં. પગમાં પડી ગયા.

'ભગત, માગ !'

'કોઈ વાંસે સદાવ્રત દેનાર નથી.'

'જા. બેટા આવેગા. મગર ફક્કડ રખનાં.'

ભગત, માનબાઇ, ને સાધુઓ, પાંચે જણાં ભેળાં જમ્યાં.

પસ્તાવો થયો. અરે નરસી મહેતે નિર્વંશ માગ્યો'તો ને મેં દીકરો માગ્યો ! બાવાને ઘેર લઈ જઈને વેણ પાછું વળાવું.

ઘેર જતાં રસ્તામાંથી જ સાધુ અલોપ.

નવ મહિને દીકરો.

છઠ્ઠીમાંથી માગાં આવતાં થયાં. નીંગાળે સગપણ કર્યું. કન્યાનું નામ જૂઠીબાઈ. દીકરાને લગનમાં માયરામાંથી વીંછી ફટકાવ્યો. માણસોએ જઈને કહ્યું–'ભગત, શામજીને વીંછી કરડયો.'

કે ' બાપુ, મને ઉતારતાં નથી આવડતું. '

' પણ ટાઢોબોળ પડી ગયો છે. '

' તે હું કાંઇ ઊનો થોડો કરી દેવાનો હતો ! '

મુસલમાન જ્યાં મરે ત્યાં જ દફનાવવો જાઇએ. પણ ભગત કહે, 'દેરડી લઇ જાઉં. '

ગાડામાં સુવાડયો.

ત્યાં અંદરથી કન્યા જૂઠીબાઇ પાઠી સોતી કૂદીને ગાડામાં ચડી બેઠી.

આડો હાથ દીધો: 'બેટા ! નહિ. '

લાજ ઉઘાડીને બોલી, 'બાપુ, તમે મને સાટે લીધી છે. હું તમારો દીકરો. '

દેરડી લઈ જઈને શામજીને દફનાવ્યો વાડીએ.

જૂઠીબાઇએ વાડી કરવા માંડી. ગરમર રૂા. ૩૦૦ ની ઊતરી. પણ અષાઢી બીજે કાંઇ બચત નહિ. જૂઠીબાઇ પણ સાધુસંતોને ખવરાવી દે.

બધા એને ભગતની દીકરી જ જાણે.

ભગત જૂઠીબાઇ માટે વર ગોતવા મંડયા. એમાં ખાંભેથી જૂઠીબાઈને જોવા મહેમાન આવ્યા.

બાઇ ઉઘાડે માથે બહાર આવી. મહેમાનોને પૂછયું, 'શું કામે આવ્યા છો ?'

' તને જોવા. '

' બાપુ, હું ભગતની દીકરી નથી, હું તો ભગતની દીકરા–વહુ છું ! '

મહેમાનો ચાલ્યા ગયા. પછી કોઇ આવ્યું નહિ.

જૂઠીબાઇ પાંસઠ વર્ષનાં થઇને મર્યાં.

## દાદાભાઇ ગઢવી

વાલજીભાઈ ઠક્કરના જેવું જ મીઠું સ્મરણ ગઢવી દાદાભાઇનું છે. આસોદર ગામનો એ આધેડ ચારણ હતો. ખુશામદ આવડે નહિ. બોલવે ચાલવે ચાવળાઈ નહિ, ભાષામાં અતિરેક નહિ, ખોટા મલાવા નહિ, વાતું યાદ આવતી જાય એમ ઠાવકી ઢબે કહેતા જાય. પહેલો મેળાપ ઝડપી બન્યો, જમાવટ થતા પહેલાં તો જુદા પડયા, પોતાને ઊંડો અફસોસ રહી ગયો. અમને મેળવનાર મિત્ર હાથીભાઈની પણ મનની મનમાં રહી ગઇ. ફરી મેળવ્યા પોતાને ઘેર લુવારિયા ગામમાં. ત્રણ દિવસ સાથે રહ્યા, તેમાં તો ગઢવી દાદાભાઇ સોળે કળાએ ખીલી ઊઠયા. એની કથાઓમાંથી આજે પણ પ્રધાન ધ્વનિ આ રહ્યો છે– ધરધણી માણસની ઠંડી તાકાત અને મરદાઇ: ચમરબંધીની સામે પણ સામાન્ય આમજનતાનો પ્રતિનિધિ અન્યાયનો પ્રતિકાર કરતો ઊભો રહે અને અન્ય સેંકડો મગતરાં માનવીઓની માણસાઈને જાગ્રત કરે. એવો હતો દાદાભાઇએ વર્ણવેલો આહિર ભીમો ગરણિયો. (જુઓ રસધાર ભાગ ૫) એનું વ્યક્તિત્વ એક અચ્છા નવલિકાકારની અદાથી દાદાભાઇએ નાની એવી વાર્તામાં આલેખી આપ્યું. ટાંચણમાં

એના જ શબ્દો છે. મૂળ વાત એમ છે કે ભાવનગરના એક ગામ સાતપડાના છેક પાદરમાં પાલીતાણા રાજની સરહદ પહોંચતી હતી. પાલીતાણાના રાજા પ્રતાપસિંહ કેવળ ચડના માર્યા પોતાનું નવું ગામ સાતપડાના પાદર સુધી બાંધવા આવ્યા. લોકોએ વીનવ્યા કે બાપુ, બે ગામ વચ્ચે જગ્યા જ નહિ રહે તો ઢોર માલ ક્યાં બેસશે! પાદર જેવું સ્થાન જ નહિ રહે, માટે થોડે છેટે તમારા ગામનાં તોરણ બાંધો. જવાબમાં પ્રતાપસિંહે તુચ્છકાર દીધો. તોરણ બંધાવાની તૈયારી છે. પ્રતાપસિંહ પોતે હાજર થયા છે. સાતપડાનાં લોક સ્તબ્ધ બની બેઠાં છે. મોટું અનિષ્ટ થઈ જવાને વાર નથી. પણ ગામમાં પ્રતાપસિંહની સામે બોલવાની કોઇની હામ નહોતી. બધા કપાળે હાથ દઈ બેઠા છે. એ વખતે ભીમો નામનો એક આયર—

ભીમોઃ મોઢે પાંખા પાંખા કાતરા, એકદડિયું ડીલ, કાખમાં તરવાર, હાથમાં હોકો, ચોફાળનું આડસોડિયું ઓઢેલું, ગામમાં તો સગાવળોટે (પરગામથી) આવેલો. એ કહે કે સૌ હાલતા હો તો બોલીશ હું. હાલો સૌ.

હાલ્યો મોઢા આગળ. પ્રતાપસિંહ દરબારને રામરામ કર્યા.

પછી પોતે કેવો ધીમે ધીમે દરબારને વાત સમજાવતો ગયો, દરબાર પ્રતાપસિંહ કેવા તપતા ગયા, અને સંવાદમાં ભીમાના બોલ કેવા ઉત્તરોત્તર બળ પકડતા ગયા તે દાદાભાઇ ના જ શબ્દોમાં જોઇએ—

'બાપુ! આપને આવું તોછડું પેટ નો'વે નહિ.'

'શત્રુંજાના બાદશાહ! હેડાનીયું આટકે ત્યારે અગની ઝરે.'

'પછી કોઇને તેડાવ્યાનું વેળુ નહિ રહે.'

'ભેંસું જ્યારે માદણામાં પડે ત્યારે ડેડકાં બોવાળે ચડે, ખબર છે ઠાકોર?'

'હું તો અસૂર થયું છે ને રાત રહ્યો છું, પણ તમે રે'વા દ્યો.'

તરવાર કાઢી, તાડ જેવડો થયો ને બોલ્યો—'જોજો હો, ટોચો પડયો કે કાંડાં ખડયાં સમજજો.'

'દરબાર, ત્યાં જ બેઠા રે'જો. નીકર ઓખાત બગડી જશે. હું તો આયર, મરી જાહશ તો ચપટી ધૂળ ભીંજાશે. અને તમને જો આ (તરવાર) અડશે તો

લાખ તાંસળી ખડખડી પડશે. આ સગી નહિ થાય. અમારું માથું તો ઘરધણી માણસનું, ચાળીનો ઓકડો મર્યો તોય શું!'

દરબાર ભળકડે પાલીતાણા ભેગા થઈ ગયા, બે ત્રણ દી' મેડીમાં જ બેસી રહ્યા. બહાર નીકળે નહિ.

તે પછી દાદાભાઇએ પ્રતાપસિંહજીના મન પર પડેલી ભયમૂર્તિની છાયા વર્ણવામાં પણ એવું જ શિલ્પ-કૌશલ દાખવ્યું છે. દરબારના સાળા સમજાવે છે કે-

'ક્યારીએ પધારો. ભોંઠામણ શું છે?'

'વાળા ઠાકોર! માળો એક આયર નરપલાઈ કરી ગયો.'

'હવે સાંજે એના કાતરામાં (મૂછોમાં) ધૂળ ભરશું.'

'વાળા ઠાકોર, ત્યાં સાતપડે જાવા જેવું નથી. આયર કોબાડ માણસ છે. બહુ વસમો છે.'

'હવે દોથા જેટલો છે!'

'વાહ વાળા ઠાકોર! પણ જાળવો તો ઠીક.'

'અરે કાતરામાં ધૂળ ભરી દઉં.'

પછી સાતપડા પર ચડેલ પ્રતાપસિંહનો સાળો ભીમાને હાથે માર ખાઈને પાછો વળે છે તે વખતે સાળા બનેવી વચ્ચેનો વાર્તાલાપ પણ દાદાભાઇની રચના છે—

ભાએ દરબારને સલામ કરી.

દરબાર :—ગરાસીઆના પેટનો છો? નો'તું કહ્યું તને?

'પણ શું કરું? આયર ત્રણ તાડ જેવડો થાય છે—કાઠામાં સમાતો નથી.'

'તે ન થાય? નો'તું કહ્યું મેં? જા, મોઢું દેખાડીશ નહિ.'

અને છેવટે, એક પરગામથી મહેમાન આવેલ આયરે પોતાના ગામની રક્ષા માટે આવું પરાક્રમ કર્યાની જાણ ભાવનગર ઠાકોર વજેસંગજીને થતાં તેમણે ભીમાને શોભતી રીતે ભાવનગર લઈ

આવવા અમીરને મોકલ્યા, ત્યારે સાચો વીર કેવો પ્રસિદ્ધિનો કાયર ને શરમાળ હોય છે તે દૃષ્ટિ દાદાભાઈમાંથી જ મને ભીમાની વાર્તામાં મળી છે. અને ગામ પછી ગામને ચોરે વીરનો લોકપરિચય કરાવતા કરાવતા ભીમાને ભાવનગર લઇ ગયા, ત્યાં કચારીમાં—

મહારાજ ગાદી પાસેથી બેઠા થઇ ગયા. ચારે પલા ઝાટકીને મહારાજ ઊભા થઇ ગયા.

અઢારસે પાદરના ધણી આઠ કદમ સામા આવ્યા.

ભીમાએ પગે હાથ નાખતી વખતે મહારાજે બાવડું પકડી લીધું.

મહારાજ જોઇ રહ્યા. અમીરને કહે—' મેરૂ ! ચાર સાંતીની જમીન, બે વાડીના કોસ, રાજની ગાદીએ દીવો રહે ત્યાં લગી ખાય. લેખ કરી આપો '

લાવો પેરામણી.

ઘોડી લાટંલાટાં તૈયાર કરી.

' ભીમા ગરણીઆ : વૃદ્ધ અવસ્થા છે, નોકરી કાંઈ નહિ, ખાવપીઓ.'

આવા શિલ્પીઓને—આ દાદાભાઈ ગઢવીને અને વાલજી ઠક્કરને હું ફરીવાર કેમ ન મળ્યો, તેમને વધુ પિછાન્યા વગર કેમ આ દુનિયામાંથી જવા દીધા, એ વિચારે પસ્તાઉં છું ને જે ગુમાવ્યુ તેનો શોચ કરું છું.

## 'ધર રહેશે, રહેશે ધરમ; ખપ જાશે ખુરસાણ–'

**ટાં**ચણમાં નવી એક ભાત પડે છે. અબૂધ નરની પડખે કવિતાની જાણકાર નારી દેખાય છે–

### તેતર દુહો લઇ ગયું !

મેઘો મારૂ : થેરડી ગામનો આહીર માલધારી હતો. નજીકમાં એક નેસવાઇ (નેસડાંનો વાસી) પરજીઓ ચારણ : માલવાસિયું માણસ : સ્થિતિએ દૂબળો–પોતાને તો કંઈ આવડે નહિ, પણ ઘરમાંથી ચારણીએ એક દુહો રચી આપ્યો :

**ચારણ્ય ગોળી સજ્જ કર,**
**લે નેતર ને રવા;**
**મારૂ માગાં મેઘડો**
**સમપે ભીંસ સુવા.**

(અર્થ–હે મારી ચારણી ! તું મહી વલોવવાની ગોળી તૈયાર કર. નેતરાં ને રવાઇ હાથમાં લે. કારણ કે હું મેઘા મારૂને જાચવા જાઉં છું ને એ તત્ખેવ મને ભેંસ સમર્પી દેશે.)

હે ચારણ, આ કૃતિ લઈને તું મેઘા મારૂ કને પહોંચ ને દુહો કંડે રાખજે.

રસ્તે જતો જતો ચારણ દુહો ગોખતો ચાલ્યો.. પણ ! એક તેતર ભરરરર કરતું વાડમાંથી ઊડયું ને ચારણ દુહો ભૂલી ગયો. એને લાગ્યું કે 'તેતર મોળો દુવો લે ગો. [તેતર મારો દુહો લઇ ગયો.]

હવે ? દુહા વગર દાતારને ઘેર જવું શી રીતે ? પોતાના માશિયાઇને ઘેર રાત રહ્યો. ભેંસો દોવાતી હતી. પોતે પૂછ્યું. 'દોવરાવાં ?' [દોવરાવું ! ]

પોતાની ભેંસો નથી. છતાં દોવરાવવાનો આનંદ કેવો ! શેડયો પડતી જાય.

છે ને પોતે બોલતો જાય છે : 'વાહ પાતાળની પદમણી ! વાહ નસૂંઢા (સૂંઢ વિનાના) હાથી ! તોળાં વધન્ય લાં. [તારાં વારણાં લઉં.]

એ આનંદમાં ચારણને ભુલાયેલો દુહો યાદ ચડી ગયો. પહોંચ્યો દાતાર પાસે. દુહો સાંભળીને મેઘો મારૂ બોલ્યો : 'ગઢવા ! આ દુહો તમારો રચેલો નહિ.'

ચારણ સાચું બોલ્યો. 'દુહો તો ચારણ્યનો કહેલો છે.'

'ગઢવા, માગો.'

'માગું છું એક ભેંસ.'

'ના, એમ નહિ; વાંભ દ્યો, ને જેટલી ભેંસ આ ખાડુમાંથી ઊભી થાય એટલી તમારી.'

ચારણે વાંભી (સાદ પાડયો) ત્યાં તો વીસ ઊભી થઈ. વીસે વીસ દાતારે દઈ દીધી.

ચારણીએ બીજો દુહો રચી મોકલ્યો હતો—

**વાદળીઓ વણાર, થાનક થોરડી તણો;**
**કાલરની કાળા, મેઘડા મેની જી'.**

(અર્થ—થોરડીના સ્થાનકમાં હે વણાર આહીર, તું તો વાદળીઓ મેઘ છે, માટે હે કાળા મેઘડા ! તું પણ તારા નામ મુજબ વૃષ્ટિ કર.)

## પશુધન : ઊર્મિધન

કાવ્યપ્રશસ્તિનો સાહિત્ય-પ્રકાર તો શતકોજૂનો છે. મહારાજાઓ રીઝતા ને લાખોનાં દાન દેતા. સૌરાષ્ટ્રના નાનકડા માલધારીઓને પણ આ પ્રશસ્તિઓથી પોરસ ચડતો. પશુધનનાં દાન પણ પ્રચલિત હતાં. આ પ્રશસ્તિ, આ પોરસ ને આ દાન, એની વચ્ચેથી આ જીવનનો પ્રધાન સૂર તો એ નીકળે છે, કે પશુધન એ કેવળ પાર્થિવ સંપત્તિ નહોતી, પણ આ નિરક્ષર અને સંસ્કૃતિથી વેગળાં માનવીઓનું ઉચ્ચ લલિતોર્મિધન હતું. આ પશુધનનાં કાવ્યલાલન વડે એમની લાગણીઓ પુષ્ટ રહેતી ને સંસ્કાર પકડતી. એ ભેંસો કે ઘોડાં સમર્પતા, પણ ફિદા થઇને. એકાદ મોંયે કરેલો દુહો પણ ભૂલી જનાર ચારણને માટે

ભેંસ એ એક જીવતું કાવ્ય હતું. એ મૂંગા પશુને દર્શને અને પ્રાપ્તિએ કવિતા પણ દુઝણાંની પેઠે જ 'પ્રાસવો' મૂકતી, અર્થાત દૂધ મોકળાં મૂકતી. એટલે કાવ્યપ્રશસ્તિ દાતારની નહિ પણ એ પશુની બનતી. આ રહ્યું મારાં ટાંચણમાં એવા એક પશુદાન કામેલા ચારણનું રચેલું ભેંસ વિશેનું કાવ્ય—

ટેકા લેહન્તી આધેલાં બીચ, પ્હાડકાં ડબાતી ઢુંક
ઝાડકાં ઉખેળે મૂળ ટલ્લાસે જોરાણ;
હાડકાં ગોળ હી જેનાં, થાકયા હંસ જેમ હાલે
ખાણુંહી છકેલ તેમ ગજી દે ખોરાણ. ૧

અંગવાળા બાબ ઓ તો અજાળા સરીખા ઓપે,
મીણુ ગોળા જસા દેહ, શોભતી મોં-નાળ,
શીંગવાળા ઢાળા જાણે આંટાળા વિશેષ શોભે,
માપ મેં સાંકળાં ભલ્લી દીપતી માથાળ. ૨

કુંભી જસા મોઢા તેમ ચાર તસુ ગૂડી કહાં,
થંભ દેવળાશ જસા પાહોવાળા ગોઠ,
ગોળા જયું ધડાશ ભાગ, હડાળા રૂપાળા ગણાં,
દૂધાળાં ભરેલાં હાડ પાતળાંગી ડોક. ૩

રોડવેલ પાસા ઢાળા, અંગવાળા ઘાટ રૂડા,
તેમ ચોડા પીઠ ભાગ દીપતા તમામ;
નખોડા એહવા બાબ નેતરંચા પૂછ નામી,
દેખે અંબોડાળી પ્રાગ દેવે સેસ દામ. ૪

પીંગળાશ વાક તેમ કાળા નાગ જસી પોતે,
ડુવાળાં આંચળા વાળાં વેંતકાં દેખાય,
પટાળા રામેવ વાળા, દાનહી ઝોપાળા પેખે,
બબે હી ગોવાળા દોવા વાળા બદલાય. ૫

ધંબોડા શેડડા વાળી, ચલ્લે દૂધવાળી ધારા,
હિલોળી ભરે છે હાંડા ઝબોળી હંમેશ,

ઠણુંકે સિંહ જેવું ગોળી દધિકું વરોળી દેખો,
ભમેરી ઘીઆળી વીકાનંદા વાળી ભેંસ. ૬

સિંહ તણા પ્રાણ લેવે, બાણ સાંધે ચડી ચોટ,
નવે ખંડે ગઢે કોટે વખાણાય નામ;
કંટાળા-ભોપાળ રામ નોળ એડી બાબે ક્રમી
જોશળા સમાપી એડી આહીશંકા જામ. ૭

## અર્થ

૧. માથાના ઠેલા દઇને પહાડોનાં શિખરો ડગમગાવતી, ઝાડનાં મૂળ ઉખેડતી આ જોરાવર ભેંસ, જેનાં હાડકાં ગોળાકારે છે, જે થાકેલા હંસ માફક મલપતી ગતિએ ચાલે છે, ખાણ ખાઇને મદોન્મત્ત બને છે.

૨. શરીરનાં લક્ષણો તો હાથીનાં લક્ષણો સમાં છે. મીણના ગોળા જેવો મુલાયમ દેહ છે, મોઢાની નાજ્ય શોભે છે, શીંગો ખૂબ આંટા લઇ ગયેલ છે, ડોક (સાંકળ) પણ માપમાં છે.

૩. પથ્થરની કુંભી જેવી પગની ખરીઓ છે, ઘૂંટણ ચાર તસુ પહોળી કહું છું (કહાં). પગ દેવળના સ્થંભ જેવા છે. ધડાનો ભાગ ગોળા જેવો છે, છાતીનો હડો રૂપાળો છે. હાડ દૂધે ભરેલ છે. ડોક પાતળી છે.

૪. અંગોના ઘાટ હાથીદાંતના પાસા જેવા સરખા છે. પીઠભાગ પહોળો છે, ખોડખાંપણ વિનાનાં (નખોડા) એવાં લક્ષણોવાળી ને અંબોડાવાળી (આંટા લઇ ગયેલ શીંગડાવાળી) ભેંસને દેખી ગરાક (ગ્રાગ) હજાર (સેસ=સહસ્ર) રૂપિયા આપવા ઇચ્છે.

૫. વેંત વેંતનાં તો આંચળ છે. પટાધર રામ નામના દાતારનાં આવાં દાન સર્વ રાજવીઓ જોઇ રહે. અમે ગોવાળ તો એને દોવા બદલતા પડે.

૬. દોતાં દૂધની ગાજતી ધારાઓ વહે છે. હાંડા ને હાંડા ભરાય છે. એનાં વલોણાંની ગોળી તો સિંહ શી ગર્જના કરે છે. વીકાનો નંદ (પુત્ર) એવી ભલી ભેંસ સમર્પે છે.

૭. સિંહના પ્રાણ લેનારી, વાણ્ય (ચીસ) પાડીને સિંહ સામી દોટ કાઢનારી એવી ભેંસ વખણાય છે. એવી દરેક લક્ષણે ક્રમીં (ક્રમીં) ભેંસ કંટાળા ગામનો દરબાર રામ નોળ આપે છે.

## રાજાને બોલતો કર્યો

ભેંસને વાંભ (સાદ) દઈને બોલાવી ખડી કરવાનાં જેમ કાવ્ય, દાતારનું દિલ ફોળાવવાને જેમ કાવ્ય, તેમ અબોલ માનવીને પણ બોલતાં કરવાને કાવ્ય કામ લાગતું. આ કાવ્ય—કરામતનો નીચલો પ્રસંગ ટાંચણમાંથી નીકળે છે.

ગોંડળના રાજવી સગ્રામજી બહુ મૂંગા રહેતા. કેમેય ન બોલે. હમીર ધાધલે પોતાની છ આંગળીવાળી હથેળીની અંજળી વીશ અરીણની લેવરાવી તો પણ ન બોલેલ. એને બાણીદાસ કવિએ આ ગીત કહીને બોલાવ્યા—

સુધ જબરા બોલ જોગંદર સગમલ !
કે કે સાધ્યો કૈક કળા ?
પલટણ દલી સતારા પૂણા
[કે] બઢ જૂનાનો થિયો ગળા !–૧

(આવું) જબરૂં વ્રત લીધું કિમ જાડા?
ભડ સાચું કહેજે સતભાણ,
દેવાહરા ! કવ્યાં અથ દેવા
(કે ના) રાજાસું ટલા લેવા જદુરાણ !–૨

બનરાં પંખી પઢાવ્યાં બોલે,
દલમાં દૂજા નકે દગા;
કુંભા તણ પ્રાક્રમ અંગ કેવાં
(કેના) સિધ જોગારો ખેલા સગા !–૩

દેવળ તેય પડછંદા દેવે,
કહીએ તેવું તે જ કહે.
મેપત બોલો ખૂબ મજાથી
[તો] રાજસભાને મોજ રહે.–૪

કરડા તણી ધર લેવા કાજે
[તું તે] નવ સોરઠાં સામો નાથ?
આબુ ટોંક ઘોંકથી આવ્યો
[કે તું] રે'વાશી કાશી સમરાથ!–૫

સૂઓ જબર, જબર મનસૂબા,
ઘાટ સમજણે ઠાઠ ઘણા,
સગમલ અરથ કવ્યાં જગ સઘરે
તું બોલ્યાથી ભાણ તણા!–૬

મૂંગા રહેવાનું કારણ તો ઠાકોર સગ્રામજીને ચાય તે હો, પણ ચારણે એને વ્યંગમાં ઠપકો દીધો : હે સગ્રામજી! હે જબરા જોગંદર સિદ્ધ! બોલ તો ખરો, કે તું શી શી વિદ્યાની સાધના કરી રહ્યો છે? તું તે શું દિલ્હી, સતારા કે પૂનાનો રાજપલટો વિચારી રહ્યો છે? કે શું તને જુનાગઢનું રાજ્ય જીતી લેવાનો સ્વાદ લાગ્યો છે? આવું મૌનવ્રત શીદ લીધું છે? કે શું કવિઓને કોઈ મોટી પહેરામણીઓ કરવાનું વિચારે છે? મોટા રાજાઓ સાથે અફળાવાની ઇચ્છા કરછ? અરે વનનાં પંખીડાં પણ દિલમાં કશો દગો રાખ્યા વગર આપણા બોલાવ્યાં બોલે છે, તો તું મનુષ્ય કેમ ચૂપ છે? અરે નિર્જીવ દેવળ પણ આપણા અવાજની સામે પડઘા આપે છે, ને જેવું કહીએ તેવું સામે કહે છે, તો તું શું એ કરતાં પણ પ્રાણહીન છો? હે મહીપતિ! બોલતા રહો, તો રાજસભાને પણ મોજ રહે. નહિ તો કહી દે કે તું શું કોઈ કરડા રાજાની ધરતી જીતવા મનસૂબા કરી રહેલ છો? કે શું તું કોઈ આબુશિખરથી કે કાશીથી ઊતરેલો મહાયોગી છે?

નવાઈ નથી કે સોરઠિયો ઠાકોર પોતાને આરોપવામાં આવેલ આવાં બુલંદ બિરુદો અને ઉપમાઓના હાર્દમાં છુપાયેલ હાંસીનો માર્યો મૂંગો મટી ગયો હોય. બાકી કવિએ તો ઉપાલંભ અને પરિહાસ દેવામાં કાંઈ બાકી નથી રાખી. પંખીઓ અને પથ્થરોથી પણ રાજા જેવા રાજાને વધુ જડ કહી દીધો.

## રાદડિયાનું ખીજડિયું

ઊઘડો પાનાં—

ચીતળમાં કાઠી દરબાર હમીરવાળો : રામ રાદડિયો નામે એનો કાઠી. રામ રાદડિયાને ઘેર મહેમાનગતમાં સાકરની ઠમરીઉં ચડે.

એક વાર ખુમાણો મહેમાન થઇને ચીતળમાં આવ્યા. ગામમાં પેસીને જરા થંભ્યા. ઘોડા ખુંદી રહ્યા છે. પણ મસલત કરે છે કે કયે ઘેરે જવું !

' જો દરબારગઢમાં જાશું તો ખાટિયાં [ ખાટી કઢી ] મળશે. સાકર દૂધની ઠમરીઉં તો રામ રાદડિયાને ત્યાં મળશે.'

' હાલો હાંકો રામને ઘેર ઘોડાં. '

આ વાતચીત દરબારગઢની ડેલીએ બેઠે બેઠે દરબાર હમીરવાળાએ અને એના કાઠી રામ રાદડિયાએ બેઉએ કાનોકાન સાંભળી.

રામને બીક પેઠી : નક્કી દરબાર રજા આપશે !

દરબારે મર્મ કર્યો : ' જાવ રામ રાદડિયા, સાકરની ઠમરીઉં ચડાવો. આંઈ તો ખાટિયાં છે !'

રામને ઘેર ખુમાણ ડાયરો ઊતર્યો, રોજની રીતે રૂડી ભાતની મહેમાનગતિ માણી ને પછી આગળ ઊપડવા ઘોડે પલાણ મંડાય છે ત્યાં જ દરબાર હમીરવાળો આવીને હાજર થયા. રામ રાદડિયાને પૂરો ધ્રાસકો પડ્યો.

દરબાર મહેમાનોને કહે કે ' બા ! રોકાઇ જાવ. '

કે ' કાં આપા ? '

કે ' રામ રાદડિયાને ખર્ચ બહુ છે. એટલે મારે એને ખીજડિયું ગામ દેવું છે. '

તે જ વખતે ખીજડિયું ગામ દીધું.

હજુ પણ રાદડિયા ખીજડિયું ખાય છે.

## માણસાઇ હજુ ઝબૂકે છે

સોરઠી જીવનનો 'સંસ્કાર' 'સંસ્કાર' એમ હું જે વારંવાર કહું છું, જે સંસ્કારને હું સોરઠી સાહિત્યકલાસંપત્તિનું જનક ગણાવતાં થાકતો નથી, તે જ આ સંસ્કાર છે. જેની ગાળો ખાતાં ખાતાં પણ ક્ષુધાર્ત ઠાકોર વજેસંગ ખરા બપોરે છાશની ઘેંશ પામ્યા તે ખેડૂતને મોટું દાન દીધું (રસધાર ભાગ ૧ : 'ઓળો' નામની વાર્તા), જે પોતાનો કારમો શત્રુ હતો તે વીરાવાળાં પર વિષપ્રયોગ થનારો જાણીને તુરત ચાતુરી કરીને ખાંટ ભાયા મેરે શત્રુને બચાવ્યો, (રસધાર ભાગ ૩ : 'દુશ્મન' નામની વાર્તા) જે પોતાની સ્ત્રીને પરણી બેઠો હતો તે જુવાનને રાતના અંધકારમાં શત્રુહાથે ઘવાયેલો પડેલ દેખી કાંધે ઉપાડી વાઘેરે ઘર ભેગો કર્યો, (બહારવટિયા ભાગ ૨: વાઘેરોનાં બહારવટાં) પરરાજ્યના જે પટેલને એની પરોણાચાકરી બદ્દલ ભૂલભૂલથી ગોંડળના કુંવર પથુભાએ પોતાની જમીન જાણી પારકી જમીન સરપાવમાં સમર્પી તે પટેલને તે જમીન તેના ધણી કાઠીરાજે ખરેખાત આપી દીધી (રસધાર ભાગ ૫ 'રખાવટ' નામની વાર્તા), એવા પ્રસંગો સોરઠી જીવનમાં ઠેર ઠેર પડયા છે. સાહિત્યમાં મળે તો તો કલાકૃતિ તરીકે જ સારા લાગે, અને વાસ્તવ–જીવનમાં તો એ સામા મળે તો પણ કાં કલ્પિત લાગે ને કાં બેવકૂફીનાં પરિણામો લાગે, એવી એ ઘટનાઓ છે. માણસાઇ ઘસાતી ઘસાતી પણ આટલા જમાના પછી જીવનની અનેકવિધ દીનતા વચ્ચે ઝબૂકે છે, તે જ આવા 'સંસ્કાર'ની ઊંડી જડને આભારી છે.

## ખેલદિલી

'કરિયાવર' નામની વાર્તા, (રસધાર ભાગ ૫ ની પહેલી) તો યાદ હશે. હમણાં જ ટ્રેનમાં એક ભાઈએ યાદ કરાવી. પરપ્રાંતે વસેલ એ ભાઈએ કહ્યું કે ફલાણા ફલાણા એક ભાઇ આ વાર્તા વાંચી વારંવાર રડયા છે. વાર્તા એવી છે, કે એક વૃદ્ધ બની ગયેલા વિધુર

પિતાએ, પોતાને સંતાનમાં જે એક જ હતી તે પુત્રીને પરણાવી કરી, એને આણે તેડવા આવેલ જમાઇ સાથે પોતાના ઘરની કુલઝપટ સંપત્તિ સાથે વિદાય દીધી. જેવી બાઈ બધો કરિયાવર લઈને ગામ સોંસરી વેલડાંમાં નીકળે છે તેવા જ ચોરે બેઠેલા પિતરાઇઓ ડાંગો તલવારો લઈ આડા ફરે છેઃ 'નહિ લઈ જવા દઈએ આટલું બધું. વાંસે અમે વારસ બેઠા છીએ.'

બાઇએ કહ્યું–'વેલડું પાછું વાળો.'

તેડવા આવેલ ધણીને એણે કહ્યું કે 'ધાધલ, આ લે, તું આ રૂપિયા લઇ જા. બીજે પરણી લેજે.'

કે 'કાં ?'

કે 'હું તો મારા બાપને દીકરો થયા પછી જ આવીશ. તે પહેલા તું મારો ભાઈ છો.'

બાપને બીજે પરણાવ્યો. દૂધના કઢા પાઈ મર્દ બનાવ્યો. વરસ દહાડે નવી માને દીકરો આવ્યો એની છઠ્ઠી કરી, પછી ધાધલ પતિને કહેવરાવ્યું કે 'હવે તું તારે મને તેડી જાજે.'

પછી તો બધું જ લઈને દીકરી સાસરે જવા નીકળી. ચોરે બેઠેલા પિતરાઈઓને વેલની ફડક ઊંચી કરીને કહ્યું : 'હવે આવો આડા ફરવા.'

'હવે શું આડા ફરીએ ?'

'હા જ તો. શું કરો ! ઘોડીએ ભાઈ રમે છે.'

આંહીં સુધી તો મેં વાત આપી છે, પણ તે પછીનો પ્રસંગ ટાંચણમાં જ રહી ગયેલો આજે સામો મળે છે. આ વૃદ્ધ કાઠીના જે બે દીકરા થયા તેનાં નામ સૂરો ને માત્રો. મોટપણે એમણે સાંભળ્યું કે વડાળાના કણબીએ પોતાના બે બળદોનાં નામ આપણાં નામ પરથી સૂરો ને માત્રો પાડ્યાં છે માટે જઇને એને ઠાર મારીએ.

ગયા પટેલને ખેતરે. જુએ તો પટેલે બેઉ બળદોની ગમાણમાં એક કોર ખોળ ભર્યો છે ને બીજી કોર કપાશીઆ ભર્યા છે. બેઉને ખાવું હોય તેટલું ખવરાવે છે ને 'બાપો સુરા !' 'બાપો માત્રા !' કરતો જાય છે. પશુ પર પ્રેમથી ઓછો ઓછો થઇ રહ્યો છે.

બેઉ ભાઇઓ ગયા'તા તો પટેલને મારવા, પાછા વળ્યા બન્નેની ઘોડીઓ પટેલને ઇનામમાં આપીને.

એની એ જ વાતઃ સંસ્કારઃ આજે આપણે એને ખેલદિલી, રમતવીરતા, સ્પોર્ટ્સમેનશીપ વગેરે અનેક શબ્દો વડે ઓળખીએ છીએ.

### ખાનખાનાન નવાબ

દાનના પ્રકારો વર્ણવું છું તેજ ટાણે ટાંચણનું નવું પાનું દાનના ઉદાત્ત સંસ્કારનો મર્મ બતાવતો પ્રસંગ રજૂ કરે છે—

ખાનખાનાન નવાબ, એ નામના મોટા અમીર અકબરશાહને રાજદરબારે શોભતા હતા. દાનેશ્વરી હતા. પણ દાન દેતા દેતા શરમાતા. કવિ પ્રશ્ન લખી મોકલે છે.

**સીખે કહાં નબાબ જી,**
**એસી દેતે દેન ?**
**જ્યું જ્યું કર ઊંચે કરો,**
**ત્યું ત્યું નીચે નેન.**

અર્થ—હે નવાબ ખાનખાનાન ! આવું દાન દેવાનું કયાંથી શીખ્યા, કે જેમ જેમ હાથ ઊંચો કરો છો તેમ તેમ નેણાં નીચાં ઢળે છે?

ખાનખાનાન જવાબ મોકલે છે. (તે કવિ હતા)

**દેને વાલા ઓર હે,**
**ભેજત સો દિનરેન,**
**લોક ભરમ હમ પે ધરે**
**તાતે નીચે નેન.**

**અર્થ**—હે કવિ, દેવાવાળો તો કોઈક બીજો (અલ્લાહ) છે. દિવસરાત મોકલે છે તો એ. પણ લોકો એનો ભ્રમ મારા પર આરોપે છે, (કે હું આ દઉં છું) તેથી લજ્જા પામીને મારાં નેણાં નીચાં ઢળે છે.

અકબર–દરબારનાં 'રત્ન' ગણાતા એ નેકપાક શાહિર–સેનાપતિ ખાનખાનાન પર, સ્વર્ગસ્થ મહારાણા પ્રતાપસિંહના પુત્ર રાણા અમરસિંહે, મુગલ–સામ્રાજ્યનાં પીડનોથી તોબાહ પુકારતા આ બે દુહા મોકલ્યા તે પણ આજે ટાંચણમાંથી જડી આવે છે ને સ્વ. ગગુભાઈનું સ્મરણ તાજું કરાવે છે.

**કમધજ હાડા કુરમ્મા**
**મહલાં મોહ કરન્તા;**
**કહજ્યો ખાનખાનાન મેં**
**બનચર હુવા ફિરન્ત**

**અર્થ**-રાઠોડો, હાડાઓ ને કચ્છવાહા ક્ષત્રિ રાજવીઓ તો અકબર-સામ્રાજ્યને શરણે થઇ જઇને મહેલોમાં મોજ કરે છે, હું એક જ વનનું વનચર બનીને ભટકું છું.

**ચહવાણાં દલ્લી ગઈ,**
**રાઠોડાં કનવજ્જ;**
**કહજ્યો ખાનખાનને**
**એ દન દીધે અજ્જ.**

**અર્થ**-ચહુવાણોની દિલ્હી ગઈ, રાઠોડોનું કનોજ ગયું, એજ દિવસ મારા મેવાડનો પણ આજે દિસે છે.

તેના જવાબમાં ખાનખાનાન ભાવિની વાણીથી ભરેલો દુહો મોકલે છે.

**ધર રહસી, રહસી ધરમ્મ,**
**ખપ જાસી ખુરસાણ,**
**અમર ! વિશંભર ઉપરે**
**રાખ નહચ્ચો રાણ !**

**અર્થ**–ધરા રહેશે, ધર્મ રહેશે, ખોરાસાનીઓ (પરદેશી પીડકો) ખપી જશે. હે અમરસિંહ ! વિશ્વંભર પર વિશ્વાસ રાખજે.

## રસજમાવટની વિવિધતા

'ધર રહસી, રહસી ધરમ...' એ શબ્દો મારા સ્વ. ચારણમિત્ર ગગુભાઈ નીલાના કંઠેથી જ્યારે પ્રથમ વાર ઊઠયા ત્યારવેળાનું તેમનું મોં અત્યારે પણ નજરે તરવરે છે. એ મોં પર, આ દુહો બોલતાં બોલતાં, ખાનખાનાનનું આત્મસંવેદન ઝલક મારતું હતું. મોં પર પસીનાનાં ટીપાં બાઝતાં. સુંદર ગુલાબી ઝીણી કિનારવાળા દુપટ્ટાનો છેડો લઈને પોતે મોં લૂછતા, હાથના પંજાનો ઝટકો મારીને કહેતા—'ખપ જાસી ખુરસાણ.' 'ધર રહસી' બોલતે ધરણીના પરમ સ્થૈર્યનું મહાસ્વરૂપ હાથની સ્થંભમુદ્રાએ ખડું કરતા, અને આકાશ સામે આંગળી ચિંધાડીને, માનવના તૂટતા મહાસામર્થ્યને ટેકવી લેતા હોય તેમ બોલતાઃ 'અમર ! વિશંભર ઉપરે રાખ નહચ્ચો રાણ !'–આશા અને આસ્થાના શા એ બોલ હતા ! થોડાક જ બોલ, પણ ચારણના બોલ, વલોવાઈ જતા એક મુસ્લીમના હૈયા–બોલઃ–
'ધર રહસી, રહસી ધરમ...'

પરિહાસ તો જેની વાણીમાં પગલે પગલે આવતો હતો, એ ગગુભાઈની પાસે આ ત્રણ દુહા ઉચ્ચારતી વેળા નરી પ્રાર્થના, નરી આરઝૂ, નરી આપદા જ છવાઈ રહેતી. આંખોમાં જળના ટશીઆ આવતા. વીરોચિત કારુણ્ય વાળી ઘટનાઓને એની ઉત્કટતાએ પહોચાડવામાં ગગુભાઇ કેટલા પાવરધા હતા તે તો મારી 'રાઠોડ ધાધલ'ની વાત (રસધાર ભાગ ૩)ને યાદ કરનારા વાચકો કલ્પી શકશે. જોગીદાસ ખુમાણે અને રાઠોડ ધાધલે મળીને એક કાળા બપોરે વીજપડીના ખેતર વચ્ચે સાંઠીઓ સડતા એક જોબનજોદ્ધ કણબીને બરછીએ માર્યો, અને ધણીને બચાવવા માટે પોતાના દેહ પર ઠાંસેલાં તમામ આભરણોને ઉતારી દેતી આણાત કણબણ યુવતીએ ધણીને મરતો દેખી કોદાળીના જે ધડૂસકારા પોતાને કપાળે ખાધા, તેનું વર્ણન

યાદ આવે છે ? એ વર્ણન ગગુભાઇનું કરેલું. એ પાતકની આગ વૃદ્ધ કાઠી રાઠોડ ધાધલને કેવી જલાવી રહી હતી તે યાદ આવે છે ? એ વર્ણન ગગુભાઇનું કરેલું. રાઠોડ ધાધલના વીરમૃત્યુને 'એપીક' ઘટના બનાવીને કરેલું આલેખન યાદ આવે છે ? એ શિલ્પ ગગુભાઇનું. એ ચિત્રો આલેખવા ટાણે કોણ કહી શકે કે ગગુભાઇની રસના–પીંછીમાં હળવાશ પણ ભારોભાર હશે !–એ હળવાશનો દાખલો મારા ટાંચણમાં એકલિયા બહારવટિયાના બ્યાન રૂપે મોજુદ છે. છોકરું મોઇડાંડિયે રમતું હોય એટલી મોજભરી બાનીમાં ગગુભાએ એકલિયા નામના ચોરને આલેખ્યો—

## એકલિયો બહારવટીઓ

ચારણ હતો. મૂળ નામ પૂનરવ. પહેલાં મીંયાણા મોવર સંધવાણી ભેળો બહારવટે. પણ ભડયું નહિ. એકલું બહારવટું આદર્યું. એકલે પંડે જ. જેથી કહેવાણો એકલિયો.

પાસે એક ટારડી ઘોડી. જસદણ તાબે ભાદર નદીમાં એક દી' ટારડીને ધમારે છે. ત્યાં દરબારી માણસો કુંવર જીવા ખાચરની ઘોડિયું ધમારવા આવ્યા. કહ્યું કે એલા તારી ટારડીને બહાર કાઢી લે. થઇ બોલાચાલી, એકલિયે બહાર નીકળીને દરબારી માણસોને પોતાની ટારડીની સરકથી માર્યા. કાનફટીઉં તોડી નાખી. દરબાર આલે ખાચરે ત્રણ મહિનાની કેદ આપી. છૂટયો ત્યારે કહેતો ગયો કે દરબારને કે'જો ચેતતા રહે.

*

મોટા અણીઆળી ગામમાં પટેલને ઘેર ઘોડી હતી. જઇને કહે કે 'ઘોડી લેવી છે.'

કે ' રૂપિયા ચારસો પડશે. '

કે ' ચડી જોઉં. '

પટેલે તો આગેવાળ જેરબંધ ચડાવ્યા, ઘોડીને ટાબક ટીબક કરી. એકલિયો ચડયો, એકાદ પાટી લેવરાવી પછી ગોથું ખવરાવ્યું ને કહ્યું ' લ્યો રામરામ. આલા ખાચરને કે'જો રૂપિયા ચારસો તમને ચૂકવી દે.'

હરણ ખોડાં કરે એમ ઘોડી ગઇ.

આવ્યો જસદણની બજારે. અફીણના ઇજારદારની દુકાને ઘોડી ઉભાડીને કહે ' અરધો શેર અફીણ જોખ.' જોખ્યું. ' લાવ છેડામાં.' લઇને ઉપડયો. ' કે'જે દરબાર આલાખાચરને, કિંમત ચૂકવી આપે.'

મંડયો જસદણ તાબામાં લૂંટવા ને બૂંહટું મારવા. દરબાર કહે ' માળો સાપ બાંડો કર્યો.'

*

રાયપર ને કુંડળ વચાળે ગીડા કાઠીઓનાં ગામ. એક ગાડું હાલ્યું જાય. ભેળા અસવાર. અસવારો ગાડાને આગળ જાવા દઇને બેઠા બેઠા હોકો ભરે.

એકલિયો કહે ' રામરામ '

' એ રામ ! કેવા છો ? '

' કાઠી છું. નામ હમીર બોરીચો. હોકો પાશો ? '

ઘોડી પર બેઠે બેઠે હોકો તાણવા માંડયો. ગાડાને સારી પેઠે છેટું પડવા દીધું. પછી હોકો આપી દઇને ઘોડી લાંબી કરી. પહોંચ્યો ગાડાને. માંઈ બાઇઓ બેઠલી તેને કહે ' બેન્યું, ઘરાણાં કાઢી આપો, ખરચીખૂટ છું.'

એમાં એક રાંડીરાંડ બાઈ. જાતે ગીડા કાઠી. કહે કે ' ભાઈ, એક કડલું નીકળતું નથી.'

કે ' બેન, તારું બીજું કડલું આમાંથી ગોતીને પાછું લઈ લે. ને કામ પડયે ભાઇને બોલાવજે.'

એમ કહીને ગયો.

એ બાઈ હતી કુંડળની. એને ગીડા ભાયાતોએ દુઃખ દેવા માંડયું. બાઇએ એકલિયાને ખબર કહેરાવ્યા. ગયો કુંડળમાં. ૮–૯ ગીડાને માર્યા ને કહેતો ગયો ' બેનને જીવાઈ કાઢી દજ્યો. નીકર ગીડો દીઠો નહિ મેલું.'

*

જગો ગીડો જસદણના મોટા અમલદાર. નીકળ્યા એકલિયાની વાંસે. વાંસોવાંસ એકલિયો ચડયો. ફરી ફરીને જગા ગીડા ઘેર ગયા. એકલિયો પણ ઠેઠ એને ઘેર પહોંચ્યો. ગીડો તરવાર છોડી, ભાલું મેલી, ઢોલિયા માથે જ્યાં બેસે છે ત્યાં પહોંચ્યો.

કે ' જગા ગીડા ! લે બંધૂક, હું જ એકલિયો.'

બંધૂક તો શું લ્યે ! ગીડાને ઠાર માર્યો. ભાગ્યો. ' એ જાય ! જાય ! જાય ! '

*

કાટડા દરબારનું ગામ રાયપર. બહાર ચારણનું મવાડું પડયું છે. ઘોડાં બાંધ્યાં છે દશરાનો દી.' તે દી' શુકન કરીને ચારણો ઘોડાંની સોદાગરી કરવા બહાર નીકળે. લાપશી રંધાતી હતી. ગઢવા બેઠેલા. ત્યાંથી એકલિયો નીકળ્યો.

કે 'બા ઊતરો. ખાધા વન્યા જાય એને બ્રહ્મહત્યા !'

બેઠો સૌ ભેળો ખાવા. એમાં એક ગીડો નીકળ્યો. ભેળું ભાલું છે. દેખીને લાપસી ખાવાનું મન થઇ ગયું. ચારણોને કહે–

'રામરામ બા.'

કે 'ઊતરો આપા.'

કે 'ઊતરે કયાં બાપ ! એકલિયાની વાંસે નીકળ્યા છયેં.'

ઝબ એકલિયો ઊઠયો. ઘોડી પલાણી. પડકાર્યો: 'હું એકલિયો. લે ભાલો !'

ચારણો આડા પડયા. હં ! હં ! હં.

કે 'ગીડો તો દીકો ન મેલું.'

કે 'ના, આંઈ કાંઈ ન થાય.'

કે 'બૂડી તો મારીશ.'

ભાલાની બૂડી ગીડાને મારી; એ તસુ વહી ગઈ.

*

દેવળિયે રાણીંગવાળાની ડેલીએ ગોરખો ગીડો બેઠો બેઠો એકલિયાની વાંકી બોલે. આંહીં એકલિયાનો પણ આશરો હતો. જોગાનજોગ એકલિયો એ સાંભળે. નીકળ્યો બહાર ને બોલ્યો, 'આ લે મારી તરવાર. હું લઉં જોડો. ઊઠ, ગીડાની તરવાર ને મારો જોડો.'

ગોરખા ગીડાને ધ્રૂજ વછૂટી.

કુંપો ગીડો કાઠી. ડીલ એવું જાડું કે દોઢ હાથ ઉભારો. માથે ગાડું ય ચડી ન શકે. દાંઢા આંચકીને ઊભા રહે. આડસર જેવી ભુજાઓ. ભાયાણી પાલી જેવું કાંધ. ભેળો મરમલ કાઠી. ફાટીને ધુંવાડે ગયેલા. ઊંટનું પાંસળું હોય એવી તરવાર રાખેલી. બેય ચાલ્યા આવે. એકલિયો વોંકળીમાં ઘોડીને બાજરો દઈને બેઠો છે.

બેઇ અસ્વાર ચાલ્યા જાય છે, ને કૂંપો ગીડો બોલે છે. 'ભાયડા હજી એકલિયાને ભેટયાં નથી ના !

ઝબ અસવાર થાતો ને એકલિયો પાછળ પડયો. 'કુંપા ગીડા ! તૈયાર છું.' ગીડાએ ઘોડી દોટાવી મેલી. પણ એકલિયો તો પતંગિયો હતો. કર્યાં ભેળાં. આડો પડીને હાથ ઊંચા કરી મરમલ કાઠી કહે કે 'રે'વા દે.'

કે 'તું ખસી જા.'

કે 'પહેલું મારું માથું વાઢીને ગીડા માથે જા.' મરમલે આડું દીધું. હાથ જોડીને કરગર્યો.

'ઠીક ત્યારે જાવા દઉં છું. પણ ઘોડીનો મોવર તો ઉતારી લઈશ, ધાંશીઓ લઇ લઈશ.'

કૂંપા ગીડાનું એટલું આંચકી લઈને પોતે ગયો. પણ એમાં પોતાનો ચોફાળ વોંકળીમાં પડયો રહ્યો. એ ચોફાળ લઇ લઈને કૂંપો ગીડો દેવળિયે રાણીંગવાળાને ત્યાં આવ્યા.

'ઓહો ગીડા ! તમે કયાંથી !

કે 'બા, એકલિયાની વાંસે ગ્યા'તા, ભેટાં કરી આવ્યા.'

'ઓહો ! રંગ છે.'

કે 'એણે માળે કોણ જાણે કેમ કરીને મારી ઘોડીનો મોવર લઇ લીધો, પણ તો મેં એનો ચોફાળ લઈ લીધો, આ જુઓ.'

'હા બા, સાચું. આ ચોફાળ તો એનો જ.'

એ જ વખતે રાણીંગવાળાની ડેલીએ સંતાયેલ એકલિયો બહાર નીકળ્યો ને કહ્યું 'લાવ્ય ચોફાળ. ખોટું બોલ છ ? તેં લઈ લીધો ? હવે તો બૂડી માર્યા વગર રહું જ નહિ.'

ગીડાને ભાલાની બૂડી મારીને લોહી કાઢયે રહ્યો.

*

એક દી' આવ્યો સનાળીમાં. એક રેંટો માથે બાંધેલ ને બાજો કડયે. ભાલે કિનખાપનો રેજો ચડાવેલ. કહે કે 'ઈ રેજો તો મારું ખાંપણ છે ખાંપણ.'

બજારમાં ચડતે પહોરે આવ્યો. આલો ચાક નામે કાઠી મળતાં આલે પૂછ્યું, 'કયાં રે'વું ?'

કે 'હાલારમાં.'

'કેવા છો?'

'બોરીચા. હમીર બોરીચો. આઘા રે'જો. ઘોડી પરગંધીલી છે.'

આવ્યો હરજીવન વાણિયાની દુકાને 'શેઠ, બાજરો તોળજો છ શેર.'

પૂછ્યું 'કેટલા પૈસા?'

કહ્યા પ્રમાણે પૈસાનો ઘા કર્યો.

ગણીને હરજીવને કહ્યું, 'બે પૈસા વધારે છે.'

'એના કુતરાને રોટલા નીરજે. લાવ્ય બાજરો.'

'કહો છોને ઘોડી પરગંધીલી છે!'

કે 'વાણિયાને કમ કરડે છે!'

'રંગ છે બુધા ગીડાના લોઈને!'

એમ બોલીને એકલિયો દાયરામાં બેસીને કસૂંબો પીએ.

કે 'કાં એવા રંગ આપો?'

કે 'બા, બુધો ગીડો શૂરવીર હતા. એવા શૂરવીર કે લોઈ ભાળીને મરી ગયેલા! એટલે હું કસૂંબામાં એને રંગ દઉં છું. ગીડાની તરવાર ને મારું ખાસડું. ગીડાની હારે હું તરવારે લાકડીએ તો લડું નહિ.'

*

મોરબીની જેલમાં પોતાને નખાવનાર એક ભગવતસિંહ ગરાસીઓ હતો. ભલા ગામમાં રહેતો. ઊપડયો એને મારવા. ગામની ખળાવાડમાં ભગવતસિંહ ખળાં ભરે છે. વાડયે ડોકાણો ને કહ્યું, 'કાં, દરબાર, તૈયાર છો ને?'

'હા તૈયાર!' કહેતો ભગવતસિંહ જોટાળી બંધૂકે ઘોડે ચડી બહાર નીકળ્યો. ભેળા સંધી સવાર. મંડયા સામસામા ઝપટ કરવા.

એકલિયો પાછળ ને પાછળ ખસતો જાય. મનમાં એમ કે ભગવતસિંહનો દારુગોળો ખૂટે તો ભેળાં કરું. ધકમક ધકમક થાતું જાય. આઘો નીકળી ગયો. પાછળ અવાજ આવતા બંધ થયા. એમાં ઘાટાં ઝાડ, કજાડી જમીન, નેરું ખળકયે જાય, અને ઘટાટોપ વડ, એવી જગ્યા દેખી મન થયું કે માળું નાઈએં તો ઠીક,

પડખે ભરવાડ ગાડર ચારે. કહ્યું કે 'એલા વડ માથે ચડીને ખબર રાખ, કોઈ અસવાર આવે છે ?'

નાઈને બહાર નીકળ્યો ને અસવાર નજીક આવ્યા ત્યારે પછી ભરવાડે ખબર દીધા.

એકલિયો એકલી સુરવાળ પહેરીને ઘોડીએ ચડયો, ભાગ્યો. ભગવતસિંહે બંધૂક મારી, બરાબર એકલિયાના પગનું બૂચ તોડીને ગોળી ઘોડી સોંસરવી ગઈ. પછી ઘોડી ચાલી ન શકી.

કૂદીને એકલિયે સંધી માથે ઘા કર્યો. હેઠો ઉથલાવીને એની ઘોડી માથે ચડી ગયો ને હાંકી. ભગવતસિંહે બંદૂકને ફરી કેપ ચડાવ્યો, પણ કેપ પડી ગયો. આંહીં એકલિયો હાંકે પણ ઘોડી ચાલે નહિ. પગ બંધાઈ ગયા. ઊતર્યો હેઠે, વળ્યો પાછો, બીજા સંધી માથે ઝાવું કર્યું. એની ઘોડી પર ગયો ને ભાગ્યો. એમાં પોતાની બંદૂક વડલે પડી રહી.

*

નવાણીએ પહોંચ્યો. પગનું બૂચ તૂટી ગયેલ, તરવાર નાખી દીધેલ. ફક્ત એક ભાલો હતો.

દરબાર લોમોવાળો બેઠેલ, ઓળખ્યો, 'આવે વેશે કેમ પના ?'

કે 'લૂગડાં મગાવી દ્યો. રોટલો ને ગળ લાવો.'

દેવળિયે પાલાવા વોંકળામાં વાઘરીઓના વાડામાં રહ્યો. પાટાપીંડી, ને ખાવાનું રાણીંગવાળો મોકલે. લૂણો ધાધલ રોજ બેસવા જાય.

પણ રાણીંગવાળો, જે આજ સુધી એકલિયાને સંઘરનાર હતો, તેને જ બીક લાગી પોતાનાં નાણાંની. એના કહેવાથી ગોરખે ગીડે જસદણમાં જાહેર કર્યું. એકલિયો ભાગી ન જાય એટલા માટે બ્રાહ્મણ લવા મહારાજનો ભાઇ પાલાવે વોંકળે જઇને ત્યાં વાતોચીતો કરી સુવાણ કરાવે. એ બ્રાહ્મણે કહ્યું કે પરમ દિવસ સુધી તો હું વાતોના રસમાં ને રસમાં રોકી રાખીશ.

ત્રીજે દિવસે સવારે બે પહોર દિવસ ચડતાં વોંકળાને કાંઠે ઊભેલા વાઘરીએ રાડ પાડી કે 'પુનરવ ભા, અસવર આવે છે. ભાલાં ઝળકે છે, ભાગો.'

'ભાગી તો રિયા હવે. ભાગવું લખ્યું હોત તો આજ રોકાણ જ શીદ કરત?'

એટલું કહીને એકલિયે પોતાના વાતડાહ્યા વિશ્વાસુ બ્રાહ્મણ ભાઈબંધ સામે નજર નોંધીઃ 'ભરડા! ખૂટયો કે?'

બ્રાહ્મણને મોઢે મશ ઢળી ગઈ.

પોતાની આંગળીમાં ચૌદ ગદીઆણાનો હેમનો ફેરવો હતો તે કાઢીને બ્રાહ્મણને કહ્યું: 'એક અડબોત ભેળો તારા પ્રાણ કાઢી નાખી શકું. પણ હું એકલિયો. મારું મરણટાણું ન બગાડું. આ લે આ દક્ષિણા અને માંડ ભાગવા. હમણાં આંહીં ગોળીઉની પ્રાછટ બોલશે.'

ફેરવો લઇને બ્રાહ્મણ વહેતો થયો અને બીજી બાજુ ગામમાંથી લુણો ધાધલ નામનો કાઠી એકલિયાને હોકો પીવરાવવા આવતો હતો તે પણ બીકનો માર્યો ઝાળાં આડો છુપાઈને બેસી ગયો. એણે કનોકન વાત સાંભળી.

વાઘરી કહે, 'બાપુ, હાલો. હજી ગામમાં જવાનો વખત છે.'

'અરે હરિ હરિ કર ભાઈ, હું એકલિયો હવે ભાગું?'

હથિયારમાં ફક્ત એક ભાલું જ હતું તે ઉપાડીને એકલિયો ઊભો

થયો. વાઘરીને કહે 'તું હવે ખસી જા.' એમ કહીને વોંકળાને કાંઠે ચડયો. ચડતાં જ ગીસત સામી દરસાણી. ગીસતની અને પોતાની વચ્ચે આડું એક ખીચોખીચ ઝાળું આવેલું હતું. પણ પોતે બીજી બાજુ તર્યો નહિ. જરાક તરીને ચાલે તો શત્રુઓને વાંસો દેખાડયા જેવું થાય એટલે સામી છાતીએ ઝાળાં સોંસરવો પડયો, કાંટે ઉઝરડાતો ગયો ને બહાર નીકળ્યો.

ત્યાં તો ગીસત લગોલગ થઈ ગઈ. ભાલા સોતો એકલિયો છલંગ મારીને ગીસતના સરદાર વેળા ખાચરને માથે ગયો. એ ભાલાનો ઘા ચૂકવવા માટે વેળા ખાચર ઘોડી ઉપરથી નીચે ખાબકયો, કે તુરતજ એકલિયે ઘોડીને ભાલું ટેકવી, પેધડામાં પગ દઈ હને હાથ માંડી ઘોડી માથે ચડવા હલુંબો દીધો. દેતાં એનું માથું ઊંચુ થયું તેમ તો ધડ ! ધડ ! ધડ ! એકસામટી સાત ગોળીઓ માથાની ખોપરીને વીંધતી ગઈ.

તોય એકલિયો પડયો નહિ. ભાલાનો ટેકો દઈ ગોઠણભર બેઠો. છેલ્લી ઘડીએ બારવટિયો ભારી રૂડો દેખાયો. ત્યાં તો પ્રાણ છૂટી ગયા. એટલે કાઠીઓએ આવીને એના મુડદા ઉપર પેટ ભરીને ભાલાં માર્યાં ને ગીડાઓએ એના લોહીથી પોતાનાં કાતર્યાં રંગ્યા. એની લાશને જસદણ લઈ ગયા.

'વેળા ખાચર !' દરબાર આલા ખાચરે બારવટિયાના શરીર ઉપરના જખ્મો જોઈ ઝીણે અવાજે કહ્યું, 'આ બધા બંદૂકના ઘા નો'ય બા ! આ તો વેરી મુઓ ઇ પછીનાં પરાક્રમ લાગે છે !'

'અને ત્રીસ અસવાર થઈને એક માંદા શત્રુનેય જીવતો ન ઝાલી શકયા બા ! રંગ છે !'

પાલાવાને વોંકળે રાતોરાત કોઈ એક ખાંભી ઊભી કરીને સિંદૂર ચડાવી ગયું હતું. અત્યારે એ ખાંભી ત્યાં છે.

# સંતદર્શન કરાવનારા

'ગીરમલી ગામમાં, દીવાળી ટાણું હતું. ભેખ્યું ભેખડોમાં આપા પોતે ગાઉં [ગાયો] ચારવા જાય. ત્યાં કણબીની એક છોકરી ઢોર ચારવા આવે. એના માથામાં ઊંદરી : માથું ગદગદી ગયેલ. આપાએ એના માથા પરથી ફૂંચલી ઊંચી કરી. ત્રણ વખત માથું ચાટ્યું, છોડીને નવનિરાંત થઇ ગઇ.

આપા દાના નામના ચલાળાની જગ્યાના કાઠી સંતનું સ્મરણ કરાવતું ઉપલું ટાંચણ મારી પોથીમાં એક દૂબળા, પાતળા, બેઠી દડીના, આંખે લગભગ અખમ ( નહિ દેખતા ) અને દાંત વગરના મોંમાંથી વાતોનાં અખૂટ વહેન ચાલુ રાખતા બુઢ્ઢા સૂરા બારોટની આકૃતિને ખડી કરે છે હડાળાના રૂપાળા દરબારગઢના બેઠકખાનામાં કયે ઠેકાણે સૂરા બારોટ બેઠા હતા, ગળામાં કેવા રંગના પારાની માળા હતી ( કાળા રંગની ) અને અવાજ કેવો હતો, તે બધું અઢાર વર્ષો ગયાં છતાં યાદ છે. સોરઠી સંતોના સંશોધનના શ્રીગણેશ એમણે કરાવ્યા. પાંચાળના મોલડી ગામના સિંહ-ભેરૂ રતા ભગત કાઠીથી લઈ એમણે એ પ્રારંભ કરાવ્યો. ટાંચણ આવે છે—

'રામછાળી : ગેબી બાવાનું ભોંયરૂં : દૂધપાક : ત્રણ ભવનની સૂઝી : સૂરજ, વાસંગી, ગેબી, ને રતો, સોગઠે રમ્યા : આંતરે ગાંઠ્યું : ભાઇબંધાઇ :

લાકડી પડે એમ પગુમાં પડી ગયા.

પંજો નીમજ્યો : આપ સરીખા કર્યા.'

રામછાળી એટલે હરિની બકરી. ચારવા આવતી બકરી પાછી સાંજે ડુંગરામાં ચાલી જતી, ક્યાં જતી! રતો પાછળ પાછળ ચાલ્યો. ગેબી બાવાને ભોંયરે જઇ ઊભી રહી. એ બકરી દોહીને બાવાએ રતાને

દૂધપાક ખવરાવ્યો, રતો સંત બન્યો. સંતોના ગેબી ધામ કે દેવનાં પુરાતન થાનકો, હમેશાં વાર્તાઓમાં આ રીતે જ પ્રકટ થતાં બતાવાય છે. કાં તો છાળી ને કાં ગાય એનાં થાનકોનો પતો આપનારાં હોય છે. ચરીને પાછી વળતી ગાય આપોઆપ જ્યાં ઊભી રહીને દૂધની ધારાઓ આંચળમાંથી વહેતી મૂકે તે સ્થાનમાં ઊંડા ઊતરો તો શિવલિંગ કાં શાલિગ્રામ સાંપડે.

સૂરા રાવળે એ સોરઠી સંતોનાં દર્શન કરાવ્યાં. શુકનદાતા સારા મળ્યા, તે આજ પણ સંતો અને સંત-વાણીની નવનવી સામગ્રી લાધે છે. મારા સોરઠી સંતો-કાઠી, કુંભાર, કોળી, કડીઆ, માળી, રબારી, મુસ્લીમ, અને હરિજન જેવી કોમોમાંથી ઊઠેલા, નિજનિજનાં ધંધાધાપા કરતા કરતા, ખેતરો ખેડતા, ઢોરાં ચારતા, ચાકડો ચલાવતા, ગાયોનાં છાણુના સૂંડા શિર પર ધરી વાસીદાં વાળતા, કોઇ ઘરસંસારી, લોકસમાજની વચ્ચે રહેતા, ધરતીની ધૂળમાં આળોટતા, સાદા ને સરલ આ મારા સોરઠી સંતો મને વહાલા લાગે છે. ટાંચણુ બોલે છે કે—

'રતો ભગત ખેતરમાં સાંતી હાંકે. સાંતીની કોશ ધરતીમાં દટાયેલ કોઈ ચરૂનાં કડામાં ભરાય, ત્યારે ભગત ભાખે કે-

'લખમી, તારે મારી ઇરખા (ઈર્ષ્યા) હોય તો પેટ પડ (મારે ઘેર અવતાર લે,) બાકી હું તો પરસેવાનો પૈસો ખાનારો.'

એવા રતા ભગતને ઘેર માંગબાઈ દીકરી જન્મી, મોટી થઇ, પરણાવી, પણ જમાઈ જાદરો કપાતર કાઠી, દીકરીને દુઃખ દેવામાં અવધિ કરી, પણ ભગત બોલે નહિ. જાદરાએ એક દિવસ જોયા-બે સાવઝોની સાથે ખેતરમાં સસરાના ખેડ્ઢ. ડઘાઈ ગયો. કુકર્મોનો પરિતાપ ઊપડ્યો, કહે કે 'મને ઉદ્ધારો!'

'જા, હું નહિ, તને તો થાનગઢમાં કુંભાર મેપો પરમોદ દશે.'

ગયો થાનગઢને કુંભારવાડે, મેપો ચાકડો ચલાવવે, ઠામડાં ઉતારે,

વહુઉં દીકરીઉં ઠામ લઈ તડકે સૂકવે. કુકર્મી જાદરો ટાંપીને બેસે. બાઇઓ ત્રાસે, મેપાએ જાદરાને ત્રણ ચાકફેરણી (લાકડી) મેલી, ઊઠી આવી, જાણ્યું કે બસ આનો માયલો મરી ગયો છે.'

પ્રમોદ્યો. (દીક્ષા દીધી.)

એવાં એવાં સંતચરિત્રો સૂરા બારોટે હડાળા ગામે કહ્યાં; અને એમણે અધૂરા મૂકેલ ત્રાગડા ફરી પાછા મહિનાઓ ગયે, વડીઆમાં રાવત જેબલીઆએ ઉપાડી લીધા. વૃદ્ધ અને સુરદાસ કાઠી રાવતભાઈ, વડીઆના સ્વ. દરબારશ્રી બાવાવાળાના સસરા, એણે મને પાસે બેસારી, પ્રેમથી સંતોની વાતો કરી. ટાંચણ બોલે છે—

'દાના ભગત કુંડલાનાં ગામ કરજાળે ગાયું ચારે. ભાવનગર મહારાજને છોરૂ નહિ. ભગતને વાત કરી. ભગતે નાળીએર મોકલ્યું. મહારાજને કુંવર અવતર્યા. એ પ્રતાપ ભગતનો જાણીને મહારાજે કરજાળા ગામ દીધું.

ભગતનો જવાબ તો જુઓ—

'ના બાપ, બાવાને ગામ ન્હોય, ખડુતોને મારી ગાયુંના સંતાપ હશે તેથી જ ગામ દીધું લાગે છે. અર્થ એમ કે હવે આંઈથી વયા જાવ! હાલો,'

ચાલી નીકળ્યા.

બુડી વા બુડી વા (તસુ તસુ જેટલીયે) જમીનને માટે જ્યાં ઝાટકા ઊડે, ત્યાં, તે જ સોરઠી ધરામાં ગામગરાસનો છાંગો પણ નહિ લેનારા સંતો એ જ ભોંયભૂખી કોમોને પેટ પાકયા, માટે જ મને સોરઠી સંતો વહાલા લાગે છે. માટે જ મેં એમને મારાં 'સોરઠી સંતો' અને 'પુરાતન જ્યોત'માં લાડ લડાવ્યા છે, પણ હજુ જરાક આગળ જઈએ, ને રાવત જેબલીઆએ કરાવેલ એક ચોંકાવનારું ટાંચણ ઉકેલીએ:—

## વાસના મારીશ નહિ

**ગીગો ભગત**—જાતે ગઢૈ. મા ધજડીની. નામ લાખુ : રાણપુર પરણાવેલી. પોતે જાડીમોટી. ઘણી છેલબટાવ. કાઠી મૂર્યા. ચલાળે મોસાળ તેડી

આવ્યા. ધણીએ બીજું ઘર કર્યું. મોસાળિયાં કહે કે આપણેય લાખુને બીજે દઇએ. પણ લાખુએ ના પાડી. એક વાર ચલાળામાં લાખુ પાડોશણના છોકરાને રમાડે. રમાડતાં રમાડતાં મન થયું (સંતતિનું.)

અવેડા પાસે થઇને ભગત (દાનો) નીકળ્યા. કહે કે—

'ભણે લાખુ, વાસના મારવી નહિ, વાસના નડે. ફલાણા બાવાનું મુંદ લઇ લે.'

લાખુને એક બાવા જોડે સંબંધ થયો. આશા રહી.

'રાંડ ઘરઘાવતાં ઘરથી નહિ, ને આપાના (દાના ભગતના) ખૂંટડાઓમાં જઇને રહી.'

એવી બદનામી થઇ : વિચાર્યું, 'કૂવામાં પડું.'

ભગત રાતે નીકળ્યા, કૂવાકાંઠે લાખુને જોઇ.

'લાખુ, કૂવામાં પડીને હાથપગ ભાંગની નહિ. તારા પેટમાં છે બળભદર. ઇ કોઇનો માર્યો મરે નૈ.'

જનમ્યો. નામ પાડયું ગીગલો. ગીગલો છ મહિનાનો થયો. પોતે મંડયા તેડવા રમાડવા. સાત વર્ષની ઉમ્મર. ગીગલો મંડયો વાછરૂ ચારવા.

ઇથી મોટો થયો એટલે મંડયો ગાઉં ચારવા.

બાવીશ વર્ષનો થયો : પાંચાળના સોનગઢથી લાખો ભગત આવેલ ને દાનો ભગત બેઠા છે. ટેલવા ગાયોનું વાસીદું કરે છે.

ગીગો છાણનો સૂંડો માથે લઈ નીકળે છે. છાણ આછું છે. મો માથ રેગાડા ઊતરે છે.

લાખો ભગતઃ—દાના, ગીગલાનો સૂંડલો ઊતરાવ.

દાના ભગતઃ—તમે ઊતરાવો.

'ગીગલા, આંઇ આવ.'

ગીગો કહે 'બાપુ, હાથ ધોઇને આવું.'

'ના, ના, ઇં ને ઇં આવ્ય.'

એમ ને એમ આવ્યો. માથે હાથ મૂકયો. 'ગીગલા તારે બાવોજી પરસન. તું અમ બેયથી મોટો. ને લાખુ કીસે (કયાં) ગઇ?

બોલાવી. વૃદ્ધ લાખુ આવી. ભગતે રાબ કરાવી. પોતાની ભેળું ગીગાને અને લાખુને ખવરાવ્યું.

## રક્તપીતિયાંની સંતસેવા

માનવતાનો આથી ઊંચો આદર્શ આપણને નહિ જડે. 'વાસનાને મારવી નૈ, વાસના નડે, ફલાણા બાવાનું મુંદ લૈ લે.' એ તો આધુનિકોને યે અદ્યતન લાગે તેવી ઉદારતા છે. 'કૂવે પડીને હાથપગ ભાંગીશ નૈ, તારા પેટમાં બળભદ્ર છે.' એવી હામ દેનાર સંત દાનો પાપ--પુણ્યના રૂઢિગત ખ્યાલો લઈને બેઠેલા જનસમાજની વચ્ચે જીવતા હતા ને એ જનતાને આધારે નિર્વહતા હતા. તે છતાં તેણે થડકાટ ન અનુભવ્યો, તિરસ્કૃત માતાને માનભેર જિવાડી, એના પુત્રને સંતપદે સ્થાપ્યો, ને એ મુસ્લિમ મા-બેટાની સાથે સંતો એક થાળીમાં જમ્યા. આજે ગીરનાં પહાડો વચ્ચેનું ધર્મસ્થાન સતાધાર એ ગીગા ભગતનું કર્મક્ષેત્ર હતું. ધેનુઓની અને પીતિયાં કોઢિયાં માનવીઓની, એ બેની સેવા, સતાધારની આ બે સંત-ધૂણીઓ હતી. ભયંકર રોગ રકતપીત, એની નિર્બંધ સારવાર કરનારાં સોરઠમાં ત્રણ સંત-સ્થાનકો હતાં; ગધ્યે ગીગા ભગતનું સતાધાર, રબારી સંત દેવીદાસનું પરબ-વાવડી, અને મુસ્લિમ સંત જમિયલશાહનો ગિરનારી દાતાર-ડુંગરો. હિંદમાં બીજા કોઇ સંતે આ કાળ--રોગની સેવા કરી જાણી નથી.

રાવતભાઇ જેબલિયાની કથનીમાંથી તો સંત-કુળની કલંક-કથા પણ મળી હતી. લોકજબાન કૂડને છુપાવતી નથી. ગુરુ દાનાએ શિષ્યને જુદી જગ્યા કરી દઈને કહ્યું. 'ગીગલા, અભ્યાગતોને રાબડી તો જાજે.' આપો દાનો તો જતિ-પુરુષ, એની પછવાડે વંશ ચાલ્યો એના સંસારી ભાઈ આપા જીવણાનો. ચલાળાની ધર્મજગ્યા એ કુટુમ્બવારસે ચાલી ગઈ. દાના ભગત દેવ થયા, ભત્રીજા દેવા ભગતે, પોતાની જગ્યામાં આવનાર અભ્યાગતોને ચીંધવા માંડયું: 'જાવ ગીગલા પાસે.' એકવાર ખાખી બાવાની જમાત આવી.

'લાવ ભૈ માલપુડા !' 'જાવ ગીગલો દેશે.' ગીગો ક્યાંથી દ્યે ? ખાખીઓએ ગીગા ભક્તને માર માર્યો. દેવો કહે કે 'જા અહીંથી.' 'ક્યાં જાઉં ?' 'જા સાવઝના મોંમાં.'—એટલે કે સિંહભરપૂર ગીરના પહાડોમાં. ધેનુઓ હાંકીને સંત ગીગો સતાધાર એમ હડધૂત થઇને આવ્યા. સંત-કુળોની વારસામોહિત સ્વાર્થપરતાની એ કાળી કથા છે. માટે જ પરબના દેવીદાસે જરજમીનનાં અર્પણનો અસ્વીકાર કરી કેવળ આકાશવૃત્તિનું જ કરડું વ્રત લીધું'તું ને !

## 'મારી એબ જોઇ !'

રતો, મેપો, જાદરો, દાનો ને ગીગો, એ હતા વાણીવિહોણા સંતો. સેવા તેમની મૂંગી હતી. સૌપહેલી સંત-વાણી મારે કાને કાળી સંત રામૈયાની પડી. જાંબુડી ગામનો આ મોટો શિકારી કાળી, નામે રામ ધાંધા. પશુઓના સંહાર સિવાય અન્ય કાંઇ ઉદ્યમ નહિ. એને મળ્યા સંત રૂખડિયો વેલો બાવો. એ પણ કાળી એની ભાળ પણ મારા ચારણ મિત્ર ગગુભાઇ પાંસેથી મળી. મેં પૂછ્યું હતું, કે અમે એક ગરબો ગાઇએ છીએ—

> 'રૂખડ બાવા તું હળવો હળવો હાલ્ય જો,
> 'ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.'

એ રૂખડ બાવો કોણ, જાણો છો ?

એ કહે કે એ તો વેલો બાવો—

> 'વેલા બાવા તું હળવો હળવો હાલ્ય જો,
> 'ગરવાને માથે રે રૂખડિયો ઝળુંબિયો.'

'એ તો કણબીઓ કાળીઓનું પ્રિય ગીત છે. આજ ગિરનારની તળેટીમાં વેલાવડ છે, એ એના દાતણની ચીરથી રોપેલો. અને એ તો 'ભેરવનો રમનારો, ગુરુ મારો ભેરવનો રમનારો' કહેવાય છે. ભેરવ-જપની ભયંકર ટૂંક પર એનાં બેસણાં હતાં. સંજાણીઆ શાખના કણબીઓ વેલાને માને છે કારણ કે મૂળ જુવાનીમાં વેલો એક

સેંજળીઆ કણબીને ઘેર સાથી રહી ખેતર ખેડતા, સાંઢીએ સૂડતા. ટાંચણ બોલે છે એના પહેલા પરચાની કાવ્યમય વાત.

'પોતે સાંઢીએ સૂડવા જાય, પણ જઇને ખેતરે તો ઝાડવા હેઠે સૂઇ રહે છે એવી વાત સેંજળીઆ કણબીને કાને આવી. ગયો બપોરે ખેતરે જોવા. જુએ તો વેલો ઉંઘે છે, ને કોદાળી એકલી ખેતરમાં પોતાની જાગે સાંઠીઓ સૂડે છે !'

જગાડયો. પગે લાગ્યો. વેલો કહે કે 'તેં મારી એબ જોઇ. હવે ન રહેવાય. લાવ મુસારો.' પૈસા લઇને ચાલી નીકળ્યા, પૈસા છોકરાંને વહેંચતા ગયા.

'મારી એબ જોઇ-હવે નહિ રહું.' લોકકથાઓનું આ પણ એક જાણીતું 'મોટીફ' છે; દેવપદમણી હોથલે પિયુ ઓઢા જામને વચને બાંધેલો, કે તારા ઘરમાંથી મને પ્રકટ કરીશ તે દી' હું નહિ રહું. વચન લોપાયું, છતી કરી, ચાલી ગઇ. દેવાયત પંડિતને દેવપરી દેવલદેએ ચેતાવેલ-મારી એબ જોઇશ તે દી' નહિ રહું. ઘરમાં બેઠી. લોકોમાં ચણભણાટ ચાલ્યો : ભગત, તમે ઘેર નથી હોતા ત્યારે ઘરમાં કોઇક પુરુષ આવે છે ને વાતું થાય છે. વહેમાયેલા પતિએ એક વાર એબ નિહાળી-

**'હાથમાં કળશ ને વયો જાય અસ્વાર,**
**'ભોંય સમાણાં દેવલદે નાર.'**

એમ જ ચાલ્યા ગયા સંત વેલો. જગતને પ્રબોધવા લાગ્યા. શિકારી રામડો આવીને કહે, 'કંઠી બાંધો.'

'કે બાપ, તારાં પાપને ત્યાગ, પછી બાંધું.'

શિકારનો રસિયો મનને નિગ્રહવા મથ્યો.

પણ ગામપાદરમાં જબરું એક ગેઝ પ્રાણી આવ્યું. આયડીએ બોળવીને મોકલ્યો. નવ ગોળી મારી. ન મર્યું. ચાલ્યું ગયું. પરગામથી ગુરુનું તેડું આવ્યું. જઇને જુએ તો પથારીવશ વેલાને શરીરે નવ નવ ગોળીના જખમો નીતરે ! બોલ્યા-

'બાપ, મને આખો દી' બંધૂક દીધો !'

બંદૂક છીપર પર પછાડીને ભાંગી રામડો પગે પડયો. ગુરુ છરી લઈને છાતી પર ચડી બેઠા. ફુલાવી નાખું.

જવાબમાં રામડાને વાણી ફૂટી. ૩૫૦ ભજન ગાયાં.

## બંદૂક ભાંગી : વાણી લાગી

હું એ વાણીની શોધમાં ચડયો, વાવડ મળ્યા કે ખડખડ ગામમાં વેલાનો સાધુ રહે છે. વડીઆના તે કાળના યુવરાજ અને વર્તમાન દ. શ્રી સૂરગભાઇએ પોતાની મોટરમાં મને ખડખડ ઉતાર્યો. બુઢ્ઢો બાવો, અફીણના કેફમાં ડુલી ગયેલ, પુરા શબ્દો પણ ન નીકળે, પણ મને આસ્થાળુ માનીને એકતારો મેળવ્યો. વેલાના સમાધમંદિરે બેઠા. એણે માંડમાંડ ગાયાં પંદરેક રામૈયાકૃત ભજનો. ટાંચણમાં એ કોળી શિકારીનો ઓગળેલ આત્મા દેખાય છે—

મનખા જેવડું મહા પદારથ
 વેળુમાં રે વેરાણું વેલા ધણી !
આરે કોરથી વેપારી આવ્યા,
 ઈ તો વેપાર કરી નવ જાણે રે વેલા ધણી!
દયા રે કરો ને ગુરુ મેરું કરો
 મારા રૂદિયા હે ભીતર જાણો વેલા ધણી!
આ રે શે'રમાં બડી બડી વસ્તુ
 ગાંઠે ન મળે નાણું વેલા ધણી !
આરે કોરથી સળગાવી દેશે
 ઇ તો સઘળું શે'ર લુંટાણું વેલા ધણી!
વેલનાથ ચરણે બોલિયા રામૈયો
 ઓળે આવ્યાને ઉગારો વેલા ધણી !

## ભક્તિની જુક્તિ

ચેલાઓએ 'ગુરુને ચરણે' શરણાગતો બનીને ગાયેલ ભજનોનો ભંડાર

તો પારાવાર ભર્યો છે. પુરુષ ભજનિકો મોટે ભાગે મળે છે. તે બધાંની અંદર એક ભાત પડે છે સ્ત્રી ભજનકારોની. લોયણ નામની 'શેલણશીની ચેલી' પોતાના પર વિષયાસક્ત બનેલ ધૂર્ત રાજવી લાખાને ગાળી નાખે છે તેની દાર્શનિક-વાણી પચાસેક પદોમાં પડી છે. તેના જેવી, પણ વિશેષ નિરાળી ને નવલી ભાત તો ગંગા સતીનાં, પોતાની પુત્રવધૂ ચેલી પાનબાઇને પ્રબોધતાં સંખ્યાબંધ પદો પાડી રહ્યાં છે. એ થોડાંક ભજનોમાંથી અકકેક ટૂંક આપું છું—

મેરૂ રે ડગે ને જેનાં મન નો ડગે રે પાનબાઈ,
મરને ભાંગી રે પડે ભરમાંડ રે
વિપત પડે વણસે નહિ રે એ તો ..
હરિજનનાં પરમાણુ રે-મેરૂ રે ડગે૦

શીલવંત સાધુને વારે વારે નમીએ પાનબાઇ
જેનાં બદલે નહિ વતમાન રે;
ચિત્તની વૃત્તિ જેની સદાય નિરમળી રે
જેને મા'રાજ થયેલા મે'રબાન રે-શીલવંત૦

લાગ્યા બાગ્યાની જ્યાં લગી ભે રહે મનમાં પાનબાઈ,
ત્યાં લગી ભગતિ નહિ થાય,
શરીર પડે વાકો ધડ તો લડે રે પાનબાઈ.
સોઈ મરજીવા કહવાય રે.

મનને સ્થિર કરીને આવો રે મેદાનમાં પાનબાઈ,
તો તો મટાડું સરવે કલેશ,
હરિનો દેશ તમને દેખાડું રે પાનબાઈ,
જ્યાં નહિ રે વરણ ને વેશ રે.

રમીએ તો રંગમાં રમીએ રે પાનબાઈ,
મેલી દે આ લોકની મરજાદ,
હરિના દેશમાં ત્રિગુણ નવ મળે
નો હોય ત્યાં વાદ ને વિવાદ રે.

જુગતિ જાણ્યા વિન ભગતિ ન શોભે પાનબાઇ,
મરજાદ લોપાઈ ભલે જાય,
ધરમ અનાદિનો જુગતિથી ખેલો
જુગતિથી અલખ તો જણાય રે.

વીજળીને ચમકારે મોતી પરોવવું પાનબાઈ
નહિતર અચાનક અંધાર થાશે,
જોતજોતામાં દિવસ વહ્યા ગયા રે પાનબાઇ.
એકવીશ હજાર છસોને કાળ ખાશે

આવાં પદો સાસુએ રોજ ભિડીને સંભળાવ્યાં ત્યારે વહુ પાનબાઈ જવાબ દે છે—

છુટાં રે તીર હવે નો મારીએ બાઈજી,
મેંથી સહ્યું નવ જાય,
કલેજાં મારાં વીંધી નાખ્યાં બાઇજી,
છાતી મારી ફાટું ફાટું થાય રે.

બાણુ રે વાગ્યાં ને રૂંવાડાં વિંધાણા બાઈજી,
મુખથી કહ્યું નવ જાય,
આપોને વસ્તુ જુંને લાભ જ લેવા,
પરિપૂરણ કહોને ક્રિયાય.

પણ માનવ-પ્રાણની છીછરાવટને જાણનારાં ગંગા સતી જવાબ વાળે છે—હજી વાર છે પરિપૂર્ણ ક્રિયા બતાવવાની. હજુ સાચાં બાણ વાગ્યાં નથી. બાણુ વાગ્યા પછી તો વહુ ! વાચા ન રહે મોંમાં—

હજી પૂરાં બાણ તમને નથી લાગ્યાં પાનબાઈ;
બાણ રે લાગ્યાને છે વાર,
બાણુ રે વાગ્યાથી સૂરતા ચડે અસમાનમાં,
પછી તો દેહદશા મટી જાય.

બાણુ રે વાગ્યાં હોય તો બોલાય નહિ પાનબાઈ
પરિપૂરણ વચનમાં વરતાય,

ગં ગા સ તી એ મ બો લિ યાં રે
તેજ પુરણ અધિકારી કહેવાય.

અને સાસુએ તો વહુને ખોળામાં બેસારીને રસ-પ્યાલો પાયો-

ખોળામાં બેસારી તમને વસ્તુ રે આપું
જેથી આપાપણું ગળી તરત જાવે,
વખત આવ્યો છે મારે ચેતવાનો પાનબાઈ,
માન મેલી થાવને હુશીઆર રે.

આપ્યો રસ ને ખોળામાં બેસાર્યાં
મૂક્યો મસ્તક ઉપર હાથ.
ગં ગા રે સ તી એ મ બો લિ યાં
ત્યાં તો નિરખ્યા ત્રિભોવનનાથ.

અને ભક્તિ એ તો રહેણીથી વેગળી વસ્તુ છે એવો પણ એક ભ્રમ છે, જેને ગંગા સતી પ્રાણ છોડતાં પહેલાં નિવારે છે-

માણવો હોય તો રસ માણી લેજો પાનબાઇ,
હવે આવી ચૂક્યો પિયાલો,
કહેવું હતું તે તો કહી દીધું પાનબાઈ,
હવે રે'ણી પાળવા દેતથી હાલો.

રે'ણી થકી જોને રામ રીઝે પાનબાઈ,
રે'ણી થકી રસ શરીરમાં પરવરે,

* * *

રે'ણી થકી અદ્ધર ઉતારા પાનબાઈ,
રે'ણી થકી પાર પોગી જવાય,
રે'ણી તો સરવથી મોટી રે પાનબાઈ,
રે'ણીથી મરજીવા બનાય.

એવું પ્રબોધીને ગંગા સતી સ્વધામ ગયાં. પ્રથમ તો પાનબાઇને અફસોસ થયો; પછી-

વસ્તુને વિચારતાં આનંદ ઊપજ્યો
મટી ગયો મનનો સરવે શોક;
અંતર બદલ્યું, નિરમળ બની બેઠાં,
સંકલ્પ સમાણો ચૈતન માંઈ;
હાણુ ને લાભની મરી ગઈ કલ્પના
બ્રહ્માનંદ ખીલી ગયો ચિત્તલાઈ.

જ્યાં રે જોવે ત્યાં તો હરિ હરિ ભાળ્યા,
રસ તો પીધો અગમનો અપાર,
એક નવધા ભગતિને સાધતાં
મળી ગયો તુરિયામાં તાર.

આવી ભજનવાણી વડે નવી ટાંચણુ-પોથીઓ ભરાઈ રહી છે, અને લોકસાહિત્યના રેવતાચળ ફરતી મારી પરકમ્માનો છેડો આવતો નિહાળું છું. ભજનવાણી, એ આ પરકમ્માનું અંતિમ સીમાચિહ્ન છે.

## સોરઠી સાગરના સાવઝ

નવાં પાનાં ઊઘડે છે, અને મહિનાઓ પૂર્વે સાંભળી રાખેલું નામ-દુલા ભગત-ટંકાયેલું છે. શ્રી દુલાભાઈનો પ્રથમ મેળાપ ભાવનગરમાં થયો. પ્રભુના ને ચારણી દેવીઓના નિજરચ્યા છંદો મને સંભળાવ્યા. ડીંગળી બાની પર સારો કાબૂ, કલ્પનાઓ ઊંચી, પણ ઝડઝમક-ઝડઝમક-બેહદ ઝડઝમક. આજે તો એની વાણી એ તમામ ઝડઝમકને ગાળી નાખીને સાદા સલૂણા સર્વભોગ્ય કાવ્યપ્રકારોમા આસાનીથી રમે છે, અને કેટલાંક તો અપૂર્વ ગણી શકાય તેવાં સ્વરૂપોને સિદ્ધ કરી ચૂકી છે. સહજમાં સ્નેહ બંધાઈ જાય તેવા રસિક અને હેતાળ જુવાન, મંડ્યા ગીરની ને દરિયા-કાંઠાની વાતું કરવા. એમાંથી ભાવનગર-કંઠાળના ચાંચિયા સાગર-સિંહોની ઓળખાણ મળી: ખીમો વાજો કોટડાનો, કાળો ભીલ કોટડાનો, દંતો કોટીલો ડેડાણનો, એવા ડાંખરા બહાદુરોનાં વૃત્તાંતો સાંભળ્યાં, અને પછી તો એક દિવસ એ ગીરના અને સાગરતીરના પ્રવાસે દુલાભાઈની

સાથે ચાલી નીકળ્યો. અમારી ઊંટની સ્વારી તળાજા, ગોપનાથ, ઝાંઝમેર, મધુવન ને મેથળા થઈ, જ્યાં બગડ નદી દરિયાને મળે છે એ 'દરિયા—બારૂં' નામને સ્થાને, ભરતીનાં નીર ઊતરે ત્યાં સુધી વાટ જોઈ પછી ઊતરાણ કરીને ઊંચા કોટડા પર ચડી ત્યારે સાંજ નમી ગઈ હતી. દરિયાની તરફથી બરાબર કાટખૂણે ખડા થયેલા એ ભયાનક ઊંચા ખડકની ઉપર, ચાંચિયાનું વસેલું ગામ કોટડા જોવાને અમે ધરતીની દિશાએથી ઢાળ-માર્ગે ચડયા, ત્યારે ચાંચિયાની બોલબાલાનું કારણ નજરે દીઠું. ત્રણ તરફથી દરિયામાં કાટખૂણે ઊભેલ આ ભૈરવી ખડકને માથે જવાનું જે પ્રવેશદ્વાર છે, તે તો બે જ બંદૂકદારો કે સમશેરવીરો સેંકડોની ફોજને ખાળી રાખે તેવું વંકું ને જોકતદાર છે.

## કાળો ભીલ : ખીમો વાજો

ઉપર ગયા, પુરાતન ચાંચિયા કાળા ભીલની કોઠીઓ (માલ સંતાડવાને માટે ખડકમાં દરિયાબાજુએ કોરેલાં ઊંડાં ટાંકાં) જોઇ અને એનાં પરાક્રમ સાંભળ્યાં. કોટડાનો એ ચાંચિયો બાર વહાણ રાખતો, રાતોરાત ગોવા સુધી લૂંટ કરી આવીને ઘેરે આવી સૂઈ જતો, સવારે કોટડા આવી પહોંચતો. એકવાર ફિરંગીઓ પાછળ થયા, પકડયો, અને ગોવાના કિલ્લામાં ચણી લીધો હતો. તેમાંથી આ કોટડાની ચાંચિયા—દેવી ચામૂંડાએ છોડાવ્યો—

**કાળાને ગઢને કાંગરે**
**જડિયલ બેલાં જે,**
**એ માં થી ઉ પા ડ યે**
**તેં છોડાવ્યો ચામુંડી.**

પછી ક્ષત્રિય ચાંચિયા ખીમા વાજાની વાત સાંભળી, એનાં પણ વહાણ ચાલતાં—

**થળ પર હાલે થાટ**
**જળ પર જહાજ તાહરાં;**

**વાજા ! બેને વાટ**
**ખીમા ! ધર રૂંધી ખાત્રી !**

(હે ખીમા વાજા ! તારાં તો પૃથ્વી પર સૈન્યો ચાલે ને જળ પર જહાજ ચાલે. બન્ને માર્ગે તેં ધરણીને રૂંધી રાખી છે.)

શત્રુનો કવિ કહે છે—

**ખીમા ! મ કર ખલવલાં,**
**મ કર મામદ શું મેળ્ય;**
**જાજન તણો જડ કાઢશે,**
**કાળ વળુંધ્યો કેળ.**

(હે ખીમા ! તું જાજનશાહના બેટા મામદશાહ સાથે યુદ્ધ ન કર, એ કાળ જેવો તારી જડ કાઢશે.)

ખીમો ઉત્તર વાળે છે—

**કાળ વાળુંધ્યો કાંઈ કરે**
**જેને બાંયાબળ હોય;**
**તું ખર ને હું ખીમરો**
**જુદ્ધ કરું તે જોય.**

(અરે તારો કાળ જેવો બાદશાહ પણ જેને બાંયમાં—ભુજામાં બળ છે તેને શું કરશે ? હું જુદ્ધ કરું તે જોઈ લેજે.)

પછી બાદશાહનો કવિ કહે છે કે મામદશા તો ફણીધર છે; તો ખીમાનો કવિ ખીમા વતી પડકારે છે કે,

**ફણીધર તેને ઘર ઘર ફેરવું,**
**નાક ચડાવી નથ;**
**હું ખીમો લખધીરરો**
**છઉં ગારડી સમરથ.**

(તારા ફણીધરને તો હું નાકમાં નથ પરોવીને ઘેર ઘેર ફેરવીશ. હું લખધીરનો પુત્ર ખીમો તો સમર્થ ગારુડી છું.)

## મુસ્લિમે બેન કીધી

આ બાદશાહ મામદશા કોણ ? લોકવાર્તા તો આમ બોલે છે. ખીમો વાજો કોઠ ગાંગડની વાઘેલી કન્યાને પરણેલા. કન્યાને લઈને વેલડું ચાલ્યું આવતું હતું. રસ્તામાં કંટાળા ગામ પાસે ધોકડવા ગામે થઈને નીકળ્યું. ત્યાં એણે મામદશા બાદશાહનો બગીચો દીઠો. પછી કોટડે આવ્યાં. ત્યાં તો બાઈએ ઉજ્જડ દીઠું. પતિને કહ્યું કે 'ઓહો ! શું બાદશાહનો બગીચો છે !' આંહીં તો તમે કહેલ આંબાઆંબલીને બદલે બાવળ ને બોરડી જ છે ! ખીમો કહે–હા, બગીચો તો ધોકડવે જ છે. જાવ બગીચાવાળા કને !

વાઘેલી રાણી ચાલી. હેલ ભરીને મામદશાને આંગણે જઈને ઊભી રહી.

મામદશા કહે 'કોણ ?'

કે 'મેણીઆત.'

કે 'મેણું ખુદા ઉતારશે. બેન છો.'

બહેન કરી રાખી. બેનને કોલ દીધો કે તારા ધણીને મારીશ નહિ પણ કોટડા તો પાલટીશ. કોટડે બાદશાહી ફોજે ઘેરો ઘાલ્યો. ત્રણ વર્ષ થયાં પણ કોટ તૂટે નહિ. પણ ખીમાએ એક વાર 'રતનાગરની શાખ' લોપીને ભરૂચના એક વાણિયાને લૂંટયો. વાણિયો ગાંડો થઈ ગયો. રતનાગર સ્વપ્નામાં આવ્યા. 'કહેજે બાદશાને કે સવા પહોર દી' ચડયે ખીમો પગમાં હથિયાર છોડશે.' ખીમાએ એ દિવસ એક લાલ વાવટાવાળું વહાણ જોયું. વહાણ દીઠા ભેળું સમાઈ ગયું. ને ખીમાએ રતનાગર કડ્યા ગણી તરવાર છોડી.

બીજી વાત એમ છે, કે ખીમો અજિત હતો, કારણ કે એને મા ચામુંડા તરફથી ચૂડી મળેલા તે પોતે કાંડે પહેરી રાખતો. પાદશાહને આ ખબર પડી. એણે ખીમાને મેણું દીધું—

'બાઈડી છો તે બલોયું પહેરછ ?'

એ મહેણાથી ચૂડી ફગાવી દઈને ખીમો લડાઈમાં ઊતર્યો, હાર્યો, પકડાયો. એની આંખો સીવી લીધી. પછી બાદશાહે દમણને પાલટવા ચડાઇ કરી. તેમાં ખીમા વાજાને સાથે લઈ જઈ ત્યાં વેરી મુસલમાન પરણાવી હતી. એના વંશના હજી પણ વેરા વાજા કહેવાય છે. એના વહાણમાં ભીલ કોળી લડવૈયા હતા. શઢના કૂવા ઉપર માતા ચામુંડાનું ત્રિશૂળ હતું.

એના ભીલ લડવૈયામાં ઉગો ને હામો એ બે નામો જાણીતાં છે. ઉગાને ફિરંગીઓએ ચણ્યો હતો દમણના કોટમાં, હામાની બેડીઓ બૂટ માને પ્રતાપે ગળી. બંદીખાનું તોડીને ભાગ્યો, એક કૂવાથંભ વગરના વહાણમાં ચડી જઈ એ વહાણ હાંકી કોટડે આવ્યો હતો.

## રાડું અને જોડો

આવી આવી ચાંચિયા બહાદુરોની વાતો એ રાત્રિએ હેઠા કોટડા ગામના એક ભીલ ગામેતીએ—જેને ઘેર ઉતારો હતો—તેણે મૃત્યુકાળ નજીક હતો તેવા દિવસોમાં, હોકો પી પીને શરીર કાંટે રાખીને સંભળાવી હતી. પણ એ સર્વ વીરતાને સામે પલ્લે નીચેની એક જ વાત હું ઊંચા કોટડાના ભૈરવી ખડક પરથી મગજમાં લઈને ઊતર્યો હતો—

ખડક પર ગામની વચ્ચે, દેવી ચામુંડાનાં ફળાંની નજીક જ એક ચુનાબંધ ચણેલ ઓટો હતો. એ જોઈને મેં પૂછ્યું 'આ શું છે?' લોકોએ મને જવાબ દીધો—

'વે'લાંની વેળામાં, આંઇ એક પરદેશી ટોપીવાળો આવેલો. એણે આવીને બીજું કાંઈ ન કર્યું, પણ એક ચૂડનો ધફ્ફો બનાવી, તેના પર એક રાડું ખોડી, એ રાડા ઉપર પોતાનું એક પગરખું ભરાવ્યું, ને મૂંગો મૂંગો બસ ચાલ્યો જ ગયો. પાંચ વરસે એ પાછો આવ્યો, તપાસ્યું તો પોતે ગોઠવેલ પગરખું, રાડાની ટોચે બરોબર જેમનું તેમ છે! બસ, ચુપચાપ પાછો ઊતરી ગયો, ને થોડા જ

દિવસમાં આંહીં દરિયાકાંઠે ફિરંગીઓનાં ધાડાં ફરી વળ્યાં, મુલક સર કરી લીધો.

મેં પૂછ્યું, 'એ જોડાવાળી વાતનો મર્મ શું?'

'મર્મ એટલો જ બાપુ, કે એણે લોકોનું દૈવત પારખી લીધું. એણે જોયું કે જે લોકો આવી કરામતથી પણ ડરી જઈ, પાંચ વર્ષ સુધી એ પગરખાંને અડકયા પણ નહિ, તે લોકો નીર્વીર્યતાને છેક છેલ્લે પાટલે બેસી ગયા હોવા જોઇએ, માટે હવે અહીં ફિરંગી ફોજ ઉતારવામાં વાંધો નથી.'

એ આપણી દૈવતવિહોણી દશાનું આ સ્મારક છે. અહીં ફિરંગીઓએ પાકો ઓટો બનાવીને આપણા કપાળમાં કાળી ટીલી તરીકે ચોડી ગયા.

## 'મારી મેંદીનો રંગ ઊડી જાય રે!'

●

**કરસનજી તેડાં મોકલે રે**
**રાધા ! મારે મોલે આવ,**
**રે રાધા ! મારે મોલે આવ.**

**ઓતર-દખણ ચડી વાદળી રે**
**ઝીણા ઝરમર મેહ**
**રે ઝીણા ઝરમર મેહ**

**જાઉં તો ભીંજાય ચૂંદડી રે**
**નીકર તૂટે રે સનેહ**
**રે નીકર તૂટે રે સનેહ**

**ભલી ભીંજાય મારી ચૂંદડી રે**
**મારે રાખવો સનેહ**
**રે મારે રાખવો સનેહ**

ટાંચણમાંનું આ ગીત ૧૯૨૮ના ભાવનગરમાં લીધેલો એકેક વર્ષનો વસવાટ યાદ કરાવી રહેલ છે. મકાન-માલિક નવું ચણતર કરાવતા હતા, મજૂરણો ચૂનો ખાંડતી ખાંડતી તાલે-સ્વરે ને કાળજે આ ચણતર-મસાલાને રસતી હતી. ગવરાવનારી ૪૫ વર્ષનું વય વટાવી ગયેલ, અર્ધબોખી હતી. કાળું ફાટલું ઓઢણું યાદ આવે છે. દેહ ઢાંકવા નિરર્થક મથતા સાડલાની માફક જ દેહની ચામડી તરડાયેલી હતી. અનામત હતો ફક્ત એક કંઠ.

'જાઉં તો ભીંજાય ચૂંદડી રે, નીકર તૂટે રે સનેહ!'—સ્નેહ-

જીવનની એ સનાતન સમસ્યા છે. સાચો પ્રેમ પલના યે વિલંબ વિના સમસ્યાનો નિકાલ લાવે છે-

**'ધોળી ભીંજાય મારી ચૂંદડી રે**
**'મારે રાખવો સનેહ.'**

'ધોળ્યો'—એ એક જ શબ્દમાં આ પંજાબીઓએ, સિંધીઓએ અને સોરઠવાસીઓએ નિછાવરપણાની કેટલી બધી ઘટ્ટ ઘન તાકાતની ઊર્મિ ભરી આપી છે! સામા પારના વાસી પિયુ મેહારને છેલ્લી વાર મળવા જતી સુહિણીએ પણ સિંધુનાં મધ્યવહેનમાં મધરાત્રિએ ઓગળેલ ઘડાનો આધાર ગુમાવ્યો હતો ત્યારે આ 'ધોળ્યો' શબ્દ જ ઉચાર્યો હતો : 'ઘરો ભગો ત ગોરેઓ—' ઘડો ભાંગ્યો તો ધોળ્યો! હું આપબળે તરીને આ ભયાનક સિંધુ-પ્રવાહ પાર કરીશ, પાછી તો નહિ જ વળું. મારો પિયુ વાટ જોઇ રહેશે.

## મુસ્લિમ સંસ્કારની પ્રસાદી

ભાવનગરને ઘરઆંગણે ચૂનાની કૂંડીમાં ધોકા પડે છે, અને બીજું એક ગીત એના તાલ-સ્વર-બોલની ત્રેવડી ધારે સિંચાય છે-

**ધૂપ પડે ને ધરતી તપે છે ભલા**
**ધૂપ પડે તો ધરતી તપે છે ભલા!**

**સૂરજ રાણા ધીમા તપોને!**
**મારી મેંદીનો રંગ ઊડી જાય!**

કોના હાથપગની હથેળીઓ પાનીઓ પરથી સંસાર-સૂરજના ઉગ્ર સંતાપ આ મેંદીનો રંગ ઉછેડી લેતા હશે? કોઇક મિંયાંની બીબીના જ તો! મેંદીના લાલી-શણગાર સજતી, એજન્સી થાણાના પોલીસોની ગરીબ રસિક સિપારણો મારી શૈશવ-સ્મૃતિમાંથી તરવરી આવે છે. સાત સાત રૂપિયાના પગારદાર પતિઓની એ સપારણો બે રીતે લાલી પ્રગટાવતી: મસાલા વાટીને અને મેંદી વાટીને: Food & Sex:

મેંદીનો રંગ, એ તો છે મુસ્લિમ સંસ્કારની પ્રસાદી. ગીત પણ મિંયાંનો જ નિર્દેશ આપે છે–

**મિંયાં કે વાસ્તે દાતણિયાં મગાવું ભલા !**

× × ×

**મિંયાં કે વાસ્તે પોઢણિયાં મગાવું ભલા !**
**હાં રે મારાં જોબન જાય ભરપૂર,**
**હાં રે મારાં નેણાં ઝબૂકે જલપૂર.**

**સૂરજ રાણા ! ધીમા તપોને,**
**મારી મેંદીનો રંગ ઊડી જાય.**

વિવેચનનો સૂર્ય–તાપ વધુ તપે તો આ ગીતોનો મેંદી-રંગ પણ ઊપટી પડે એ બીકે વધુ કંઈ લખાતું નથી. જોબન જેનાં ભરપૂર નીરે વ્યર્થ વહી જતાં હશે તેનાં નેણાંમાં જલબિન્દુઓ ઝબૂકી રહેતાં હશે.

એક ત્રીજું ટાંચણ ટીપણી–ગીત આપે છે—

**મોર આદુર દાદુર બોલે છે,**
**ઝરમર મેવલા વરસે છે.**

**તમે કેસર ઓરા આવો રે**
**એક તમારી અરજ કરું.**

**આંગણીએ હોજ ગળાવું રે**
**ચોકમાં ચંપો રોપાવું.**

**વીંઝણલે વાહર ઢોળું રે**
**ફૂલની સેજે પોઢાડું**

આટલી બધી સુકોમળ સારવાર શાને માટે ? આટલા માટે કે—

**તમે ઘડીક મુજ પાસે બેસો રે**
**હૈડાં હેઠાં મેલીને.**

તમને સાચી વાત સુણાવું રે
જો રુદિયામાં રાખો તો.
તમે જો રુદિયામાં રાખો તો.
અમરત આણું ચાખો તો !

## સ્વતંત્ર રચનાઓનો જન્મ

હૈડાં હેઠાં મેલીને મેં એ ટીપણી-ગીતો એકાદ પખવાડિયું સાંભળ્યા કર્યાં. રુદિયામાં જ રાખે ગયો. એમાંથી જન્મ થયો-મારી સૌપહેલી સ્વતંત્ર ગીતરચનાઓનો. દીકરી ઇંદુ ખોળે રમતી હતી, છએક મહિનાનું ફૂલ, ત્યારે ત્યાં, ભાવનગરમાં 'વેણીનાં ફૂલ' રચાયાં–

લીલા છે મોર કાળી વાદળી રે
એક વાર ઊભાં રે' રંગવાદળી !
વરસ્યા વિણ શાને વહી જાવ રે
એક વાર ઊભાં રે' રંગવાદળી !

એ ઋતુ-ગીત;

'નીંદરભરી રે ગુલાલે ભરી
'એનીબાની આંખડી નીંદરભરી રે'

એ હાલરડું; અને

ભેટે ઝૂલે છે તલવાર,
વીરાજી કેરી ભેટે ઝૂલે રે.

એ શૌર્ય-ગીત તો રાત્રિયે સૂતા પહેલાં રચીને પ્રભાતે સ્વ. મિત્ર અમૃતલાલ દાણીની પાસે હોંશભેર લઇને દોડચો ગયેલો તે સાંભરે છે. એનું પ્રોત્સાહન પામીને વળતાજ દિવસે 'શિવાજીનું હાલરડું' બનાવ્યું. એકજ બેઠક રચીને પછીજ ઊઠયો, દાણી પાસે પહોંચ્યો.

## અમૃતલાલ દાણીએ લાલન કર્યું

બોટાદકરની કવિતાનું લાલન કરનાર એ અમૃતલાલ દાણી હતા. મારી આ કવિતા-કૂંપળોને પણ એ જ અમૃતલાલે અમૃતમય ઉત્સાહે સિંચી ઉછેરી. 'આવો આવો રે બહાદુર ઓ બહેન હિંદવાણી !' નું મારું

ગીત ભાઈ અમૃતલાલના આત્માને સ્વરહિલ્લોલ પર ચડાવી ડોલાવી શક્યું હતું. પોતાના મહિલા-વિદ્યાલયની વિદ્યાર્થિનીઓ-જેમાં કુમારિકાઓથી લઈ સુહાગણો વિધવાઓ પણ હતી-તેમની આગળ આ કૃતિઓ સંભળાવવા પ્રેરીને, આડકતરી તેમજ સીધી ઉભયવિધ જુક્તિ વડે મારામાં કવિતાસર્જકતાનો આત્મવિશ્વાસ રોપનાર પણ અમૃતલાલ દાણી હતા. દાણીનું એ ઋણ ન ચુકવાય તેવું છે. સામા માણસને પોતાની પ્રભા વડે આંજી દેવો, પોતાના તેજપુંજથી ચકિત, મુગ્ધ, સ્તબ્ધ બનાવી દેવો, પોતાનો નમ્ર આશ્રિત ભક્ત બનાવવો, એ સહેલ છે. સામા માણસની સુષુપ્ત શક્તિઓને પારખી લઇને પછી એની લાઘવ-ગ્રંથિનું આવરણ ઉખેડી લેવું, એનામાં નિજશક્તિભાન સંચારવું અને એને આ નિજશક્તિનાં અતિભાનમાંથી ઉગારી લેતે લેતે સર્જનપ્રવૃત્તિને પંથે પળાવવો એ વિકટ કામ છે. દાણીમાં એ આવડત હતી. મારી કાવ્યસર્જકતાનો રોપ, સીધેસીધી રાષ્ટ્રોત્થાનભાવની જોખમભરી ભૂમિમાં પડતો બચી ગયો અને નિસર્ગલક્ષી બાળગીત કૌમારગીત તેમજ દાંપત્યગીતની ક્યારીમાં રોપાયો એ સ્વ. દાણીના પ્રતાપ. પત્રકારિત્વથી હું ત્યારે આજની માફક આઘો ખસી ગયેલો હતો. 'કિલ્લોલ' 'વેણીનાં ફૂલ'નો ફાલ એટલે જ સંભવિત બન્યો. રાષ્ટ્રભાવી કૃતિઓનો ઉગમ તો તે પછી, ફરી પત્રકારિત્વે ઊતર્યો ત્યારે, '૨૯-'૩૦નાં વર્ષોમાં, 'જાગો જગનાં ક્ષુધાર્ત' અને 'કવિ તને કેમ ગમે !' એ અનુકૃતિઓ વડે સૌરાષ્ટ્ર સાપ્તાહિકનાં પહેલાં પાનાંને શણગારવા માટે થયો હતો. 'યુગવંદના' મને પ્રિય છે, પણ વેણીનાં ફૂલ ને કિલ્લોલ પ્રિયતર છે. જનમેદનીના પ્રાણમાં જલધિ-ઘોષ ગજાવતું—

**જાગો જગનાં ક્ષુધાર્ત**
**જાગો દુર્બલ અશક્ત**
**પૃથ્વીના પાટ પર**
**કરાલ કાલ જાગે**

અગર તો—

**છેલ્લો કટોરો ઝેરનો**
**આ પી જજો બાપુ !**

એનાં કરતાં મનમાં મનમાં એકલા ગવાતું મારું—

**મોરલા હો મુંને થોડી ઘડી**
**તારો આપ અષાઢીલો કંઠ !**
**ખોવાયેલી વાદળીને હું**
**છેલ્લી વાર સાદ પાડી લઉં.**

એ ગીતો જીવનની વિફલતાઓ વચ્ચે વિશેષ આશ્વાસક બની રહેલ છે.

## ચૂંદડીની રંગઝાલકો

'૨૭-'૨૮ની આ બે સાલનું શ્રેય આટલેથી સમાપ્ત નથી થતું, સ્વ. દાણીને ખાતે જમા થયેલ બીજું એક મહાઋણ છે. 'મેઘાણીભાઇ, તમે લોકગીતોનો ગરબા, રાસડા, હાલરડાં વિ. પ્રદેશ ખેડો છો, પણ કાવ્યદૃષ્ટિએ ઘણાં વધુ ચડિયાતાં આપણાં લગ્નગીતોને તો તપાસો.' આ હતી ભાઈ દાણીની વારંવારની ટકોર. લગ્નગીતોનો પ્રદેશ મારે માટે અણદીઠ હતો. એમાં મને પ્રવેશ કરાવનાર અમૃતલાલ. એમનાં પત્ની જયાબહેને આ ગીત-ભવનનાં બારણાં ઉઘાડી આપ્યાં. સ્વ. દાણી સાચા પડયા. જયાબહેન જેમ જેમ ગાતાં ગયાં—

**ધરતીમાં બળ સરજ્યાં બે જણાં**
**એક ધરતી બીજો આભ**
**વધાવો આવિયો.**

**આભે મેહુલા વરસાવિયા**
**ધરતીએ ઝીલ્યા ભાર-વધાવો.**

એ પહેલું ગીત;—

**દૂધે તે ભરી રે તળાવડી**
**મોતીડે બાંધી પાળ;**

**ઈસવર ધોવે ધોતિયાં**
**પારવતી પાણીડાં જાય.**

એ બીજું;—

**એક ઊંચો તે વરનો જોજો રે દાદા!**
**ઊંચો તે નત્ય નેવાં ભાંગશે.**

એ પુત્રીહૃદયના આગળા ઉઘડાવતું ગીત;—

**કુંવારી ચડી રે કમાડ**
**સુંદર વરને નિરખવા રે**

એ સ્વયંવર ગીત :

**કાળી શી કોયલ શામદે સોયામણી**
**આવે રે કોયલ આપણા દેશમાં**

એ લગ્નજીવનના સાફલ્યનું શેષ મંગલ—

તેમ તેમ જીવન-ચૂંદડીનાં ગલફૂલ વણાટમાં ઊપડતાં આવ્યાં. 'ચૂંદડી' નામના લગ્નગીત-સંગ્રહો પ્રજાને આપ્યા એ તો ઠીક, પણ એ ગીતોની સંજીવનીએ આ બળતા વેરાન વચ્ચે આતમ-ભૂમિને રસવાનું જે ચિરકાલીન કામ બજાવે રાખ્યું છે તેની વાત કરવા બેસતાં વાચા વિરમી જાય છે. કેટલીક વસ્તુઓ તો મૂંગાં મૂંગાં જ માણવા જેવી છે, ને પછી તો 'ચૂંદડી'ની રંગઝાલકો કયાંકયાંથી ઊડી તે યાદ કરું છું. એક અજાણ્યાં બ્હેને છેક બ્રહ્મદેશ-આક્યાબથી એક ગીત સંગ્રહમાં નહોતું તે કાગળમાં મોકલ્યું—

**ગોરાં...વહુ તે ...ભાઇને વીનવે,**
**તારા ગામની સીમડી દેખાડ રાયજાદા રે**
**લાલ છેડો લટકાં રે.**

**તમે આછેરાં ઓઢો ગોરી ઓઢણાં,**
**મારા છોગલાને છાંયે ચાલી આવ માંરી ગોરી રે**
**લાલ છેડો લટકાં કરે.**

એ એક જ ગીતે મને નિહાલ કરનાર સૌરાષ્ટ્રણ બહેનનાં દર્શન અને સમાગમ તે પછી પંદર વર્ષે '૪૪માં અચાનક પામ્યો. એનું નામ ચલાળાના લાખાણીપુત્રી સૌ. હેમકુંવર બહેન મગનલાલ. અને બીજો પરિચય તો એ કરતાં પણ વધુ વિસ્મયકર બન્યો. મંગલમૂર્તિ વિજયાબહેન દુર્લભજી પરીખ સાથેની અમારી લેણાદેવીના આજલગીના અખૂટ રહેલ ચોપડામાં પહેલો આંકડો એક લગ્નગીતથી પડ્યો. સીધાં તો મને લખે પણ નહિ એટલાં બધાં અજાણ્યું, તે એક ત્રીજા સ્નેહી દ્વારા 'ચૂંદડી'ના એક ગીતની ખંડિત પંક્તિઓ પૂરી પાડી અને વિશેષ સંખ્યાબંધ ગીતો લખી મોકલ્યાં. મારા અને મુજ જેવાં અનેકનો વિસામો બનનાર વિજયાબહેન દુર્લભજીભાઈની દુનિયા જ છેક નિરાળી. આ લગ્નગીતોએ વચ્ચે સેતુબંધ સરજાવ્યો. ચલાળાવાસી ગં. સ્વ. મણિબેન પાસેથી મળ્યું અણકલ્પ્યું એક રસગીત—

**લાડી ! તમને કેસરિયો બોલાવે હો રંગભીની !**
**ઓરાં આવો મુજ પાસ.**

**પાળી ચાલું તો મારા પાઉલિયા દુઃખે,**
**કેમ રે આવું વરરાજ !**

**મોકલાવું રે મારાં અવલ વછેરાં,**
**બેસી આવો મુજ પાસ.**

હડાળા દ. શ્રી. વાજસૂરવાળાનાં પુત્રીઓએ કાંઈ લગ્નગીતો અધરાત સુધી જાગીને ગાઈ ગાઈ ઊતરાવ્યાં, મિત્ર હાથીભાઈ વાંકે એમનાં (તે વખતે મારી ઓજલ પાળતાં) પત્ની પાસે ગવરાવી નોટ ભરી મોકલ્યાં.

હમણાં જ એક અખબારમાં કવિ શ્રી ન્હાનાલાલના કોઈક વ્યાખ્યાનનો અહેવાલ જોયો. અંદર હતું કે 'મેઘાણીને મળેલા લોકગીતો તો બહુધા બરડાની મેરાણી–દીધાં છે.' વાત દૂષિત છે, મારાં

ગીતદાતા માનવીઓનાં નામ તો મારા પ્રત્યેક સંગ્રહની પ્રસ્તાવના-ઓમાં રજુ છે. એટલું સાચું કે શ્રીગણેશ કરાવનાર હતાં મેરાણી બ્હેન ઢેલી, બરડાના બગવદર ગામનાં. પણ હું ભમ્યો છું પ્રાંતપ્રાંતે. મને સાંપડેલ છે સ્થળેસ્થળના ટહુકાર. ટાંચણ-પાનાંની આ વાર્તા કહેવાનું કહી રહી છે. ખવાસણો ને કાઠીઆણીઓ, વણિક ને બ્રાહ્મણ સ્ત્રીઓ, ઝાલાવાડ, હાલાર અને ગોહિલવાડનું પ્રતિનિધિત્વ કરનારી અનેકની કનેથી હું પ્રસાદી પામ્યો છું. બલ્કે મને તો બૃહદ્ ગુજરાતનાં વિચિત્ર પ્રતિનિધિઓ વિલક્ષણ રીતે ભેટી ગયાં છે.

## ટેકરાનાં મારવાડાં

એક તો આ ભાવનગર—વાસ વેળાની જ વાત છે. હું રહેતો તેની સામેજ નરોત્તમ ભાણજીનો બંગલો. આજે જ્યાં કબુતરખાનાં જેવા ફૂડીબંધ બ્લોક ખદબદી રહેલ છે ત્યાં ઊંચો ટેકરો હતો. ટેકરા પર થોડીક ઓરડીઓ હતી. ત્યાં રહેતાં હતાં મારવાડાં.' 'મારવાડાં' એવા તિરસ્કારદર્શી શબ્દે ઓળખાવાતાં એ હતાં પાલનપુરની ય પેલી મેરનાં વતનદાર રાજ-સ્થાની મજૂર લોકો. મોટે ભાગે દાણા બજારમાં અનાજ-થપ્પાઓની ભરેલ રેંકડીઓ ખેંચનારાં એ 'મારવાડાં' ઐરાંના ગગને આરોહતા સ્વરો રાતવેળા સંભળાતા ને ઊંઘ ઊડી જતી. સ્વરોની એ સીડી પર ચડી જતું મન જાણે કે તારાનાં ઝૂમખાં તોડવા સુધી પહોંચી જતું. સ્વરોમાં લહેરાઉં પણ શબ્દો પકડી શકું નહિ. હતાં તો પાડોશી, પણ પહોંચું શી રીતે ? એ જ ટીંબા પરની સામી ઓરડીઓમાં રહેતાં હતાં દક્ષિણામૂર્તિ ભવનનાં થોડાં શિક્ષક શિક્ષિ-કાઓ. તેમાંનાં એક હતાં કમળાબહેન. ( જેણે '૨૨ કે '૨૩માં બોળતળાવમાં જળસમાધિ લીધી. કરુણમૂર્તિ યાદ આવે છે. ચિત્ત ભ્રમિત થયેલું. મને સ્વહસ્તે રસોઈ કરી જમાડેલો એવી ચિત્તાવસ્થામાં, ને અરવિંદ ઘોષના ઉપર આરોપ કરતી વિશૃંખલિત વાતો કર્યા કરી હતી. ) આ બહેનને પૂછયું કે આ મારવાડાંનાં ગીતો મેળવવામાં મદદ

કરશો? પણ તે કાળે તો તદ્દન અજાણ્યાં. એટલે એમણે કંઇ રસ લીધો નહિ. પછી બીતો બીતો એ બાઇઓને ઉંબરે ગયો. એના મરદોનો વિશ્વાસ મેળવ્યો. સ્ત્રીઓ ને પુરુષો બધાં મળીને કહે કે 'હા, આવજો તમતમારે સાંભળવા; મંડાવશું. એમાં શું વાંધો છે! ના, અમને કાંઇ પણ સંકોચ નથી. ખુશીથી આવો.' પછી એમણે જે ઋતુગીતો, લગ્ન-ગીતો કે આણાં વળાવવાનાં ગીતો ગાઈ ગાઇ, શબ્દોથી પરિચિત બનાવી મને કાગળ પર ઉતારવા દીધાં, તેણે મારી સામે ગુજરાત મહાગુજરાતને બદલે તો સમસ્ત રાજસ્થાન (પશ્ચિમ હિંદ)ની સાંસ્કૃતિક એકરૂપતાનાં આજે થઇ ગયેલ પૂર્ણ દર્શનની તે કાળે ઝાંખી કરાવી હતી. આજે પણ એના એક લગ્નગીતને હિંડોળે મન ઝૂલી રહ્યું છે—

**પગે પગે વાવડલી ખોદાવું હો રૂપાળી લાડી!**
**પગે પગે વાવડલી ખોદાવું હો લાખેણી લાડી!**

**લઇ ચાલાં મારે દેશ!**

નિર્જળી મરુભોમના વાસી વરરાજા એ પાણીવિહોણા પ્રદેશથી ભય પામતી વધૂને લાલચ આપે છે-તારે પગલે પગલે કૂવા ગળાવીશ.'

## મેંદીને વાટકે નોતરાં

એક સાંજે નરોત્તમ ભાણુજીને ટેકરે જઈ ચડયો. એક ઘરની મારવાડી સ્ત્રી અન્ય ઘેરે ઘેરે જઇને, વાટેલ મેંદીનો અકેકેક વાટકો આપતી હતી. પૂછ્યું, આ શું? કહે કે, 'દીકરીને તેડવા જમાઈ આવ્યા છે. એ અવસરનાં ગાણાં ગાવાનાં આમ મેંદી દઇને નોતરાં કરીએ. ઘરઘરની વહુદીકરીઓ આ મેંદી હાથે મેલીને પછી રાતી હથેળીએ ગીતો ગાવા અમારે ઘેર આવે. ચાલો, બેસો, સાંભળો એ ગાણાં.' પછી એમણે આભ-નીસરણી માંડતા સ્વરે ભરપૂર જે ગીતો ગાયાં તે આ હતાં-સ્વરો જાણે કે છેક ઊંચે ઊડતી કુંજડીને સંદેશો પહોંચાડવાના હતા.

ઊડતી કરુંજડી અંકાશે રે કરુંજા !
એક સંદેશો લેતી જા !

જાજે જમાયાંને ઈવું કે'જે કરુંજા !
અમારી ધીડયાં ધાન ન ખાય.

ખાજો ખારેક ટોપરાં રે કરુંજા !
પીજ્યો જોટયાંરાં દૂધ.

ખારાં ખારેક ટોપરાં રે કરુંજા !
મચળાં જોટયાંરાં દૂધ.

અર્થ—હે આકાશે ઊડતી કુંજડી, એક સંદેશો લેતી જા. અમારા જમાઈને જઈ કહેજે કે હવે તો અમારી દીકરી વિરહની મારી ધાન પણ ખાતી નથી. જમાઈ જવાબ વાળે છે કે ધાન ન ભાવતાં હોય તો તમારી દીકરીને ખારેક ટોપરાં ને ભેંસોનાં દૂધ ખવરાવજો— અરે જમાઈ! ખારેક ટોપરાં ને દૂધ પણ બેસ્વાદ બન્યાં છે. માટે ઝટ તેડવા આવો.

એથી પણ વધુ અગમ ઊંચે સૂરે બીજું ઉપાડયું :

(જમાઈ ઘેરે આવ્યા હોય ત્યારે ગવાય છે.)

આજ તો ધરાઉ ધૂંધળો મોરી જેડર !
રે મોટી છાંટાનો, મોટી છાંટાનો વરસે મેઘ.

સાસુડી સંદેશા મોકલે મોરી જેડર !
રે સાળીયાં,–સાંળીયાં ઉડાડે કાળા કાગ.
રે એકારું, એકારું સાસરીએ પધાર !

માળવણ તો સંદેશા મોકલે મોરી જેડર !
...ગામરે મારગીએ મોરી જેડર !
ઝીણેરી, ઝીણેરી ઊડે ગલાલ.

જાવે તો જમાયાં નેઆપણ કે'જે મોરીજેડર!
એકારું, એકારું મેવસીએ પધાર.
રાંચાંડી મોરી જેડર !

ભાખરીઓ, ભાખરીઓ ભેદાણો ઘરે આવ
મારગીઓ, મારગીઓ રેલાણો ઘરે આવ
મારગીઓ, મારગીઓ નીલાણો ઘરે આવ !

ચાંચે તે લખાઆ સાળારા ઓળપ મોરી જેડર !
પાંખડીએ, પાંખડીએ સાળારા જુવાર,

જાવે તો જમાઈજીને આપણુ કેજે મોરી જેડર !
સાળા તો, સાળા સંધેથા આપણુ દેશ.

આજ તો ધોવારે ઢોલોજી ધોતીઆં મોરી જેડર !
સવારે, સવારે સાળાંવાળો સાથ.

આપ તો ચડો ગઢા મારુ ! ઘોડલે મોરી જેડર !
મારી રે, મારી રે બાઈરે વેલડીયાં જોત્રાવ)

અર્થ—આજ તો ધરતી પર ધુંધળ છવાઇ છે. મોટે છાંટે મે વરસે છે.

સાસુ કહાવે છે, ને સાળીઓ બનેસી આવવાની વાટ જોતી કાગડા ઉડાડે છે.

માળવાની પુત્રી સંદેશો કહાવે છે, એક વાર તો સાસરે આવ.

અમુક ગામને માર્ગે ઝીણી ગુલાલ જેવી ધૂળ ઊડે છે.

ઓ પ્રવાસીઓ, જમાઇને કહેજો કે એક વાર મેવસીએ મળવા પધારે.

પહાડ ચોમાસાને નીરે ભેદાઈ ગયો છે. મારગ રેલાઈ ગયો છે, મારગ નીલાઈ [હરિયાળી વનસ્પતિ વડે] ગયો છે, માટે ઘેરે આવ.

હે કુંજડી ! તારી ચાંચ પર વહુના ભાઇઓના ટપકા લખ્યા, ને પાંખો પર એમના જુહાર લખ્યા છે.

હે જેડર પંખી ! જમાઇને કહેજે કે સઘળા સાળા બહારગામના ધંધાનોકરીથી ઘેર આવી ગયા છે.

પછી એ સંદેશો વાંચીને જમાઈરાજ આજ કપડાં ધોવરાવે છે, ને સર્વ સાળાઓનાં સંગાથમાં પહોંચે છે.

• હે જમાઈ, તમે ચડો ઘોડે, ને મારી દીકરીને માટે વેલડી જોડાવો.

## લટઘૂંઘટની છાંય

જમાઈ તેડવા આવે તે અવસર પરનાં ગીતો આ સ્થળે પહેલાં જ જડયાં. એ સ્વરોમાં મને વિરહી નવવધૂઓની ઉત્કંઠ મનોદશાનો ચિતાર મળ્યો, મેંદી-નોતરાંની નવીનતા મળી, અને ગીતો તો વર્ષાઋતુનાં, લગ્નનાં, હાલરાંનાં, કૈક મળ્યાં. એક વાર તો પુરુષોએ પણ ગાયું, નાગજીનું ગીત.

નાગજી નામના એક મારવાડી વીરને એની પ્રિયતમા યુદ્ધમાં જતો રોકવા મથે છે. નાગજી નથી રોકાતો; લડાઈમાં જ કામ આવે છે.

હો રે નાગજી ! તડક તડક તૂટયો ત્રાગ રે !
વેરીડા ! પાંચ પેરૂડા નૈ ઝીલે પૂણી રે

હો રે નાગજી ! ઘડી એક ઘોડલો થંભ રે
વેરીડા ! બાળું ઝાળું તમણીણો દેશ જો.

હો રે નાગજી ! તાવડિયો પાપી પડે ઘામ તપે રે
વેરીડા ! ધરતી ત્રંબાવરણી તપે હો !

હો રે નાગજી ! લટઘૂંઘટરી છાંયા કરું રે
વેરીડા ! ઘડી એક ઘોડલો થંભ જો !

હો રે નાગજી ! સરજે સરજે દેવળિયારો દેવ રે
નાગણી સરજે દેવળ માયલી પૂતળી રે

હો રે નાગજી ! આપે એકણુ મંદિર ભેળાં રેશાં રે

હો રે નાગજી ! સરજે સરજે ડીવડારો હાર રે
હો રે નાગજી ! હું સરજું ડીવડારો ડોરડો રે

હોરે નાગજી ! તું સરજે કેળ માયલો કેળિયો
હો રે નાગજી ! હું સરજું કેવડારી કાંબડી રે

હો રે નાગજી ! આપે એકણુ થાણે ઊગશાં રે
હો રે નાગજી ! સરજે સરજે વાદળી માયલો શેર રે

હો રે નાગજી ! હું સરજાં વાદળ માયલી વીજળી રે
હો રે નાગજી ! આપે એકણુ વરસાળે આવશાં રે

હો રે નાગજી,! થે મોતી મેં લાલ રે
હો રે નાગજી ! એકણુ ડોરે પ્રોવીયાં રે

હો રે નાગજી ! થે ચોખા મેં ડાળ
હો રે નાગજી ! એકજ ભાણે પરસિયાં રે

અર્થ—હો નાગજી ! તને રોકવા ઊઠી ત્યાં તો તડ તડ રેંટીઆનો ત્રાગ તૂટયો. પાંચ ટેરવાં [પેરુડાં] પૂણીને ન ઝાલી રાખી શકયાં.

હો નાગજી ! આ ધોમ તાપ તપે છે. ધરતી ત્રાંબાવરણી બની છે.

એક ઘડી ઘોડો રોક, તો હું તારા પર મારી વાળ-લટોની ને ઘૂંઘટની છાંયડી કરું.

હે નાગજી ! તું સરજાજે દેવળનો દેવ, ને હું સરજાઈશ દેવળની પૂતળી. આપણ બન્ને એક જ મંદિરે ભેળાં રહેશું.

તું સરજાજે હૈયાનો હાર, હું સરજાઈશ એ હારનો મોતી-દોરો. એક જ કંઠે આપણે ઝૂલશું.

તું કેળ-ડોડો, ને હું કેવડાની છડી—એક જ કયારામાં આપણે ઊગશું.

તું સરજાજે મોટું વાદળું ને હું બનીશ વીજળી. એક જ વર્ષાઋતુમાં આપણે સંગાથે આવશું.

તું મોતી ને હું માણેક : એક જ દોરે પરોવાશું. તું ચોખા ને હું દાળ, એક જ થાળીમાં પિરસાશું.

## દેશવટામાં ગીતોનો સાથ

જેમને ' મારવાડાં ' કહી હસીએ છીએ, જેમની હોળીપર્વ પરની મહિનો મહિનો પહોંચતી રંગમસ્તીમાં એકલી અશ્લિલતા જ ઉકેલીએ છીએ અને જેમનાં ઉચ્ચારણો આપણને જંગલી, પરદેશી, કર્ણકટુ લાગે છે તેઓના કંઠની નજીક જતાં મને આ રત્નો મળ્યાં. આ તો મજૂરો હતાં. પુરુષો ને ઓરતો બેઉ ભારભરી રેંકડીઓ ખેંચનારાં. જન્મભૂમિ અન્ન ન આપી શકી તેથી કાઠિયાવાડ ખેડનારાં. પણ આ ગીતો તેમનાં ચિરસાથી વતનભાંડુઓ બની રહ્યાં હતાં. જન્મસ્થાનથી હજારો ગાઉ વેગળા પડીને ય જો મૂળ ગીતો ગાવાને રહ્યાં હોય તો પછી માણસને દેશાન્તર ખટકે નહિ. મૂળ ધરતીના સ્વરો ને સુગંધ તેમને ખુમારી આપી રહે છે. એકેએક ગીતનું સ્મરણ એટલે તો નાનપણમાં કયે ખેતરે ક્યારા વાળતાં ને કઈ ડુંગરીની ઓથે યૌવનમાં પ્રણય કરતાં તેની જીવતી કલ્પના. મારવાડણો કહેતી હતી : ' ચોમાસું બેસતું હોય, ખેતરમાં ઊભાં હોયેં, આકાશે વાદળી ચડે, વરસાદ મંડાય, અમે બધી સૈયરું દોડીને એકાદ ડુંગરીની ઓથે ઊભીએં; ને પછી ગાઇએં :—

**કાળુડી કાળુડી હો ! બાંધવ મારા કાજળીઆરી રેખ**
**ધોળી ને ધારાંરો બાંધવ મારા ! મે વરસે**

**વસજો વસજો હો મેહુલા બાવાજી રે દેશ**
**જઠે ને માડીશ જાયો હળ ખેડે**

**વાવજો વાવજો હો, બાંધવ મારા ડોડાળી જુવાર**
**ધોરે ને વવાડો નાના કણુરી બાજરી**

**નીંદણો નીંદણો હો ! ભાભજ મારી ડોડાળી જુવાર**
**ધારે ને નીંદાવો નાના કણુરી બાજરી**

**વૂઠા વૂઠા હો ! બાંધવ મારા આષાઢા હે મેહ**
**ભરિયા હે નાંડા ને વળી નાંડડી**

**ભીને ભીને હો ! બાંધવ મારા પાઘડિયાળો પેચ,**
**ભીને હો ભીને હો મારી ભાભજ કેરી ચૂંદડી.**

**ભીને ભીને હો બાંધવ મારા રેશમીઆરી ડોર**
**ગીગ્રો ને ભીને રે થારો પારણે.**

**નીપજે નીપજે હો ! બાંધવ મારા, ડેડાળી જુવાર**
**થારે ને વાયોડાં સાચાં મોતી નીપજે.**

(પછી દિયરનું નામ લઇ એનું એ ગીત ગવાય છે.)

અર્થ—હે મારા પિયરવાસી ભાઈ ! કાળી કાળી કાજળના જેવી રેખાઓ ચડી છે, ને તેમાંથી ધોળી ધારનો મે વરસે છે.

( શું કાજળઆંજ્યાં નયણાંની અનુ-કલ્પના ! )

હે મેહુલા ! તું જઈને મારા બાપને ગામ વરસજે, કે જ્યાં મારો માડીજાયો હળ ખેડે છે.

( પતિને દેશ નહિ, પણ ભાઈ ને દેશ ! )

હે મારા ભાઇ, ડેડાળી જુવાર વાવજે ને ઢોરા પર નાના કણની બાજરી વાવજે.

હે મારી ભાભી ! એ વાવેતરમાં નીંદામણી કરજે.

હે મારા વીર ! અષાઢા મે ઢળ્યા ને નાળાં નદીઓ ભરાઇ ગયાં.

હે ભાઇ ! તારી પાઘડીના પેચ ભિંજાતા હશે, ભાભીની ચૂંદડી ભિંજાતી હશે.

તારા બાળકના પારણાની રેશમી દોરી ભિંજાતી હશે ને પારણામાં હે ભાઇ, તારો ગગો ભિંજાતો હશે.

આશિષો દઉં છું કે હે ભાઈ ! તારા ખેતરમાં મોટે ડુંડે જુવાર નીપજજો, સાચાં મોતી સમા દાણા પાકજો.

આ મારું મહાગુજરાત–દર્શન છે. ગુજરાત શબ્દ ગૌણ બની રહે

છે. પશ્ચિમ હિંદ–રાજસ્થાન–સમસ્તની રગરગમાં સંચરતું સંસ્કાર–શોણિત મારાં પિંડને ને પ્રાણને ધબકતાં કરે છે.

'મેઘાણીનાં લોકગીતો તો બહુધા 'મેરાણી-દીધાં' એ વિધાનમાં થોડી ભૂલ ભાળું છું.

## ત્રાગડે ત્રાગડે

ટાંચણમાં પહેલી જ વાર માણસ, મિતિ અને ગામનું નામ નોંધાયેલાં મળે છે.

**વિકટર : તા. ૧૯–૧૨–૨૭ : પસાયતો સંધી**

યાદ આવે છે: વિકટર મહાલના વહીવટદાર ભાઈ અબ્દલ્લા ગાગનાણીનો મહેમાન બનેલો. કૉલેજ કાળના એ સહાધ્યાયી. ક્રીકેટ ટેનીસના અવલ દરજ્જાના ખેલાડી તરીકે મારા જેવા બિન-ખેલાડીના સન્માનિત '૨૭ માં એ વહીવટદાર દરજ્જે હતા. મને ડુંગર રાજુલા વગેરે ગામોમાં ફેરવીને વાતો કહેનારાઓનો સુયોગ કરાવ્યો હતો. તે વખતે હું હતો બહારવટીઆ જોગીદાસ ખુમાણની કાળી શોધમાં. એ શિરોમણિ બહારવટીઆની લીલાભૂમિમાં હું ભટકતો હતો. એને નામે બોલાતી એકેક ઘટનાને હું ચકાસતો ચકાસતો નવા નવા સાહેદોને શોધતો હતો. એમાં ડુંગર ગામનો આ દરબારી સંધી પસાયતો ભેટી ગયો. ડુંગરથી વિકટર ત્રણેક ગાઉને માર્ગે, અમે ઘોડાગાડીમાં, અને એ પડખે પડખે પગપાળો દોડતો વાતો કરતો આવે. છેક વિકટર સુધીનો મારો પંથ એ પસાયતાએ જોગીદાસ ખુમાણનાં ઘોડાની રજ-ડમ્મરે જાણે ધૂંધળો કરી આપ્યો. હમણાં જ જાણે જોગીદાસ આંહીંથી નીકળ્યા હતા : એનાં ઘોડાંના ડાબલા

જાણે કે એ રસ્તા પર તાજા પડેલા હતાઃ મારે ને બહારવટીઆને જાણે કે ઘડી બે ઘડીનું જ છેટું પડયું હતું.

## અસ્થિઓ વીણ્યાં છે

સિલસિલાબંધ કરીને મૂકી આપેલી એ જોગીદાસ-કથા જ્યારે તમે વાંચતા હશો વાચકો ! ત્યારે તમને થતું હશે કે અંકોડાબંધ એ કોઈ એકાદ માણસે ઉતરાવી આપી હશે ! એ મારી કથાને નાટક લેખે વાપરનારાઓ, બહારવટીઆનાં વૃત્તાંતોને રેડીઓ ઉપર કથનારાઓ, બીજી ત્રીજી રીતે જાહેર પાસે મૂકનારાઓ, સહુ એવો સંતોષ ને દાવો ધરાવતા હશો કે આ તો છે પ્રચલિત સાહિત્ય, આ તો છે સર્વ કોઈનો સ્વાધિકારની સામગ્રી. તમને ભાગ્યે જ આ સત્ય સમજાશે કે એ કથાનું સમગ્ર પટ વણવા માટે કેટલે કેટલે ઠેકાણેથી ત્રાગડા મેળવી મેળવી મારે વાણા-તાણા કરવા પડયા છે ગઢવી માધવદાને, પીંગળશી પાતાભાઈએ, રાજપ્રકરણી અધિકારી બુજરંગ નાગર સ્વ. ભૂપતરાયભાઈએ, ગગુભાઈ ગઢવીએ, સૂરા બારોટે, જેઠસૂર બારોટે, ગઢવી દાદાભાઈએ, ખોજા વાલજી ઠક્કરે, આ ડુંગરના સંધી પસાયતાએ-નામો જેનાં નથી સાંભરતાં એવા બીજા પણ કેટલા કેટલાએ, અકેક અસ્થિ આપ્યું, આખું કલેવર એ અસ્થિઓને બંધબેસતાં કરી કરીને ઘડવું પડયું; અને તેના પર ઊર્મિની અંજલિ છાંટી પ્રાણ જગાડયો.

ખેર ! અત્યારે તો એક આ સંધી પસાયતાનું જ સ્મરણ કરું છું. એ એક મુસલમાન હતો પણ એના સાહિત્યરસમાં કોમી ભેદભાવ નહોતો. જોગીદાસ બહારવટીઓ એની નજરમાં નહોતો હિંદુ કે નહોતો મુસ્લિમ. એના ચિત્તતંત્રમાં રમતી હતી બહાદુરી, માણસની માણસાઈ. એ હતો તો દરબારી દાણનો જમનારો, પણ એનું મગજ કોઈ રાજ્યના દફતર જેવું, સત્યને દબાવી રાખી પક્ષહિતોને જ મજબૂત બનાવે તેવા દસ્તાવેજથી ભરેલું નહોતું. *ફિફાદની ઝાડીમાં

---

* જુઓ સોરઠી બહારવટીઆ ખંડ બીજો : જોગીદાસ ખુમાણ.

પીર ધંતરશાના મોરલાને મારી ખાઇ જનાર સંધી સિબંદીઓના કુકર્મનો કિસ્સો એ સંધી પસાયતાનો જ કહેલો છે. નવલખાના નેરડામાં જોગીદાસને ભેટેલી જુવાન સુતારકન્યાની પ્રેમ–યાચનાની અને એવી પ્રેમયાચનાનો 'તું તો મારી દીકરી !' એવા બહારવટીએ દીધેલા જવાબની ઘટના પણ એ કંગાલ સંધી પસાયતાએ કહી. તે દિવસથી પરનારીઓનાં લુબ્ધકર નેન–કટાક્ષોથી આત્મરક્ષા કરવા માટે જોગીદાસે જનપદના રસ્તા તરફ પીઠ ફેરવીને ચોરા પર બેસવાનું નીમ લીધાની વાત પણ એણે જ કહી. બહારવટીઆની સામે રાજ્યનાં લુણ હક્ક કરવા હથિયાર બાંધી, પિરસાયલ ભાણેથી ઊભા થઇ ઘોડે ચડેલા અને ધિંગાણે ખપી ગયેલા નાગર આણંદજીભાઈની વાત પણ એણે કહી; અને નીચલો એક જે કિસ્સો સરતચૂકથી અણુવપરાયો ટાંચણમાં જ પડયો રહ્યો છે તે પણ એણે કહેલો—

## 'રાજુલા ! હુશિયાર !'

ડુંગર ગામમાં ભાવનગર રાજના આરબ જમાદારનું થાણું. જોગીદાસનો પડાવ મીનીઆળા ડુંગરામાં. એક વાર આરબ જમાદારને બહારવટીઆએ મીનીઆળે મહેમાન રોકી ખૂબ ખાતર બરદાસ કરી. પછી કહ્યું કે નાગેશરી માથે ચડવું છે, અમારા ભાઈ હરસૂર ખુમાણને મારનાર ઓઘડ વરુને માથે વેર વાળવા.

કે 'ભલે, હાલો.'

વાત એમ હતી કે હરસૂર ખુમાણ વિશે ચારણે નીચે મુજબ દુહો કહ્યો હતો.

**વરૂ, કોટીલા, ને ધાંખડા, સાંભળજો સૌ,**
**મેથાળે હરસો હુઓ, લૈ ગયો વરૂઓની વઉ.**

(હે વરૂ કોટીલા ને ધાંખડા નામે ત્રણે શાખાના બાબરીઆઓ ! મેથાળ ગામનો હરસૂર ખુમાણ તમારી વરૂઓની વહુને લઇ ગયો છે.)

કોઈની સવેલી ઉપાડી લાવ્યો હશે. એ મશ્કરીના ડંખથી આ નાગેશરી ગામના ઓઘડ વરુએ હરસૂર ખુમાણને માર્યો હશે.

બહારવટીઆઓ આમ આરબ જમાદારની મદદ લઈને વેર વાળવા ચડયા. ઝાંપોદર ગામ આવ્યું ત્યાં આડો નાર ઓળાંડયો.

રાવ નામે પંજાબ તરફનો કોઈ મુસલમાન નજૂમી ( જોશ જોવા વાળો ) સાથે હતો તેણે તુરત ઘોડો થોભાવ્યો.

કહે ' કાં ? '

કે ' જે મોઢા આગળ હાલે ઈ લોહીઆળો થાશે. '

આરબ બોલ્યા–' અમે કયાં ખીચડું ખાવા આવ્યા છીએ ? અમે મોઢા આગળ હાલીએં. '

પહેલી ઘોડી આરબે હાંકી.

ધાંતરવડી નદીને કાંઠે જ્યારે સૌ ચડયા ત્યારે જોગીદાસ અને ભાણ ખુમાણે નાગેશરીનો કેડો હાલતો તે પડતો મેલીને રાજુલાને માથે ઘોડી ઠરડી કરી.

આરબે પૂછ્યું ' કાં ? '

કે ' રાજુલા માથે પડવું છે. '

' અરે ન્હોય એવી વાત. ' આરબ જમાદાર, પોતાના જ ધણી ભાવનગર દરબારનું ગામ રાજુલા ભાંગવાની વાતથી ચોંકી ઊઠયા.

ત્યારે ભાણજોગીદાસે પેટમાં રાખેલી વાત પ્રકટ કરી: 'અમે તમારી ખાતર બરદાસ્ત કરીએ છીએ તે તો રાજુલા માટે. '

આરબે કહ્યું: 'ભાગ્યની વાત ! હવે કાંઈ સરાય નહિ. '

રાજુલે ચાગલ જમાદારનું થાણું. પણ ચાગલો બહાર નીકળી ગયો હતો.

મશાલ વખતે જોગીદાસે રાજુલું ઘેર્યું. પણ ગામમાં ગરાય નહિ. ચારે દરવાજા ઉપર માણસ. બંદૂકાની નાળ્યું છૂટે છે.

ફૂઅલીઆ પા માં બેરાઇ દરવાજે ઉમર સામેડો સપાઈ ૩૫ માણસેઃ ડુંગરના રસ્તા માથે મામદ જમાદારનું થાણુંઃ વડલીને ઝાંપે પણ પાકો બંદોબસ્ત.

એટલે આરબ જમાદારે કહ્યુંઃ 'તો રાજલીઆના ગાળામાંથી ગરીએ.'

પોતે છ જણા ચાલ્યા. એમાં એ ઠેકાણે ચોકીદાર મસ્રૂત સીદી હોકો પીતો બેઠો છે, પગરખાંના ખડખડાટ સાંભળીને મસ્રૂત ઊભો થયો.

'મસ્રૂત ! તું ખસી જા.' બહારવટીઆએ હાક મારી.

મસ્રૂતે જવાબ વાળ્યોઃ 'ખસ્યાં ખસ્યાં ! એમ શું ભાવનગરનાં નગારાં ઊંધાં વળી ગ્યાં છે !'

'ના, ભાવનગરનાં આબાદ, પણ તારાં અવળાં !'

તો પણ મસ્રૂત ન ભાગ્યો, એને બંદૂક લાગી. પડતે પડતે એણે હાકલો કર્યોઃ 'રાજુલા ! હુશીઆર !'

આરબો ગામમાં પેઠા. બજારે ચાલ્યા. ચોરા માથે ભાયોથી ધાંખટો આઠ માણસે ઊઠયો. પણ આરબોએ બે ચંભા કર્યા, આઠેને ઉપાડી લીધા. ગામમાં ચાહકા થવા લાગ્યા.

એજ ટાણે એક લગન હતાં. મામદ જમાદારનો ભાઇ પિયારો જમાદાર માંડવામાં વરરાજા વેશે તૈયાર બેઠો હતો ત્યાંથી દોડયો.

ચોકમાં આવ્યો ત્યાં આરબોએ દીઠો : 'અરેરે ! આ તો પિયારો આવે છે ! માથે મોડ છે. એને પકડી લ્યો.'

ચારે આરબોએ ઢાલો આડી રાખીને દોટ દીધી. પિયારાને બથમાં લઇને ઉપાડયો. હાદા સોનીના હાટમાં પૂરી દીધો.

ત્યાં પિયારાથી નાનેરો ફકીરમામદ દોડયો આવે. એણે ભાઈને

ભાગ્યો નહિ. એટલે ઘા કર્યો આરબ જમાદારને માથે. બરાબર હાથની કળાઇને માથે તરવાર પડી. કાણીનું હાડકું ખાઇ ગઈ. આરબે ફકીરાનું માથું ઉડાવી દીધું.

ત્યાં સામેથી એક બંદૂકની ગોળી આવી દસ્તી. ચોટી બરાબર આરબ જમાદારના પાટમાં. પગ ડોળી નાખ્યો.

સવારનો પહોર થઇ ગયો. જોગીદાસ ને ભાણુ બેઉ રાજુલા માથે પડયા. આવીને બેય જણા કહે 'આરબ જમાદાર, આવી જા અમારા ઘોડા માથે. મીતીઆળા ભેળો કરું.'

કે 'ના.' ડોળીએ નાખીને પાવા પોપટને ઘેર પહોંચાડયો. પણ રાજે ઘરેઘરની જડતી લીધી. આરબનો ખાટલો ઉપાડીને ભૂંકણુધારની ઝાડીમાં લઇ ગયા, ડોળા તળાવને માથે.

આરબ કહે, હવે હું દરબારને મોઢું ન દેખાડું [નીમકહરામી કરી ખરાને !]

પછી નાંદોદ દરબારને લખ્યું. નાંદોદને ને ભાવનગરને વેર. નાંદોદે કહેવરાવ્યું. 'જમાદાર, ખુશીથી આવો.'

નાંદોદ જવા ઊપડયા. વળાને પાદર આવ્યા. ત્યાં ભાવનગરના ફટાયા હરભમજીના મહેમાન બન્યા. એની પાસેથી જાણ્યું કે ધરમપુરની ચઢાઈ લઈ છોટો કુમાર ભાવનગરના વળાને માથે માર માર કરતો આવતો હતો. વળાની રક્ષા કરવા પછેગામના ત્રણસે દેવાણી આવી બેઠા હતા.

આરબ જમાદારે પોતાના સિબંદીઓને કહ્યું, 'આપણાથી ઝાંપેથી જવાય ? ભાવનગરનું તો નીમક ખાધું છે.'

હરભમજી કહેઃ 'તમે તો મહેમાન છો.'

'મહેમાન તો તમારા ને! ખબર સાંભળેથી ન જવાય. અટાણથી

જ મોરચો કરી લઇએ.' ઘેલો નદીને કાંઠે આરબોએ મોરચો બાંધી લીધો.

પ્રાગડે દોરા દીધા. [પ્રભાત પડ્યું.] નગારું થયું. સામે કાંઠે શત્રુઓની સેના તોપ માંડીને તૈયાર હતી. આરબોની બંદૂકે ગોલન્દાજને ઉડાડી મૂક્યો. ને પછી જમાદારે હાક દીધીઃ 'ભેળી દિયો.'

હાથોહાથની લડાઈ ચાલી. દેવાણીઓ ભાગ્યા. પણ આરબો ન ખસ્યા. શત્રુને તગડી મૂક્યો.

મહારાજને શિહોર ખબર પડી, કે મારા દેવાણીને ભાગવું પડ્યું ને આ મને છોડી જનારા આરબે રંગ રાખ્યો. રાજુલાની વાતને વિસારી દઈ મહારાજે આરબ જમાદારને લઇ આવવા મીરાં દાદાને મોકલ્યા.

## ભૂલું પડેલું માનવહૃદય

મધ્યયુગી માનવ-સિદ્ધાંતો કેવી વિચિત્રતા બતાવે છે! આરબ જમાદર એક રાજ્યનો પગાર ખાય છે, પણ બીજાનો રોટલો ખાધો, ભાઈબંધી કરી, તેનું નૈતિક બંધન એને એ જ રાજ્યના અન્ય ગામની લૂંટમાં બહારવટીઆનો સંગાથ કરવા ખેંચી જાય છે, પછી પાછો એ જ માનવી એક ગામને ઝાંપે સ્વાગત પામે છે, તેટલા જ કારણે ત્યાં તે ગામને ખાતર ખપી જવા તત્પર બને છે, એની ખાનદાની નિહાળીને એ જ રાજા એ આરબની આગલી ખૂટલાઈને ભૂલી જાય છે અને આરબને પાછો તેડાવે છે. મૈત્રી, અદાવત, આશરાધર્મ, ખૂટલાઈ અને ખાનદાની, બધાં અરસ્પરસ અટવાઈ જઈને માનવીની આંખો સામે અંધકારભરી રાત્રિ ઉતારે છે. ભૂલું પડેલું માનવ-હૃદય એ અટવીની અંદર જ્યાંથી શક્ય હોય ત્યાંથી ઝડપે મારગ કરતું આગળ ચાલે છે. સર્વકાલીન અને સનાતન માનવ-ધર્મની એને ગતાગમ નથી. એ વિચારવા તોળવાની એને વેળા નથી.

# કીર્તિલેખ કોના રચાય છે ?

ટાંચણ-પાનું ફરે છે અને એક કબર દેખાય છે—

**દ્વારકા: કબર: કિલ્લા પાસે. કબર છે એક ગોરાની. કબરના પથ્થર પર લેખ કોતર્યો છે—**

**William Henry Mariot. Lieutenent in H. M. 67 regiment and A. D. C. to Elphinstone, Governer of Bombay, 26 years ago died Dec. 1820; first to ascend on the ladder to the Fort.**

ફોર્ટ : કોનો કિલ્લો ? ગાયકવાડ રાજ્યનો. કોના મુલકમાં ? મૂળ માલિકો વાઘેરોના. સીડી પર પ્રથમ ચડી જઇને મરેલો ગોરો. કોની ગોળીએ મુઓ ? કિલ્લાની અંદર કબજો કરી બેઠેલા વાઘેરોની ગોળીએ.

એક ભાડૂતી ફોજના એક ભાડૂતી ગોરાનો આ કીર્તિલેખ છે. કબરની સામે ઊભો ઊભો મારી પોથીમાં હું આ 'કીર્તિલેખ' ટપકાવતો હતો ત્યારે ઈ. સ. ૧૮૫૭ની સાલના એક કાળ-નાટકના પરદા પછી પરદા આંખો સામે ઊઘડતા આવતા હતા. દેશી જવાંમર્દોનો દાળોવાટો કાઢવા માટે ગાયકવાડે સૌરાષ્ટ્રકાંઠે ઉતારેલી આ ભાડૂતી ફોજના એક ભાડૂતી માણસનો કીર્તિલેખ મારાં નેત્રોને લજ્જાથી ભરતો હતો. સાચા કીર્તિલેખો ત્યાં કોતરાયા નથી. એજ ગાયકવાડી કિલ્લાને માથે ૧૮૫૮ના ડીસેમ્બરથી થોડા જ મહિના અગાઉ બળવો પુકારી ઊઠનારા બેહાલ ચીંથરેહાલ ધરતીજાયા વાઘેરોએ

નીસરણી માંડી તેનો કીર્તિલેખ ક્યાં છે? જનતાનાં કલેજામાં. ઓખામંડળમાં હું ૧૯૨૮માં ગયો, જ્યાંથી મેં લોકજબાન પરથી નીચલા કીર્તિલેખો ઉકલીને ટપકાવ્યા.

## 'કોની માએ શેર સૂંઠ ખાધી છે?'

બળવો મુકરર થયો છે.

જસરાજ માણેકના પાળીઆ પાસે સમસ્ત વાઘેર જવાંમર્દો મુકરર સમયે જમા થયા છે. કિલ્લો તોડવો છે.

શુકનાવળીએ શુકન જોયાં, બોલ્યો કે ભાઈ, જુવાન પુંજા માણેક પર ઘાત છે.

એને ઘરમાં પૂરીને નીકળ્યા. પુરાયેલા પુંજાને બાઈઓએ તાનું દીધુંઃ 'અસાંજાં લૂગડાં પેરી ગીનો! (અમારાં લૂગડાં પહેરી લ્યો.)

—ને પુંજો કમાડ ભાંગીને નીકળ્યો અને છપન પગથીઆંવાળી સરગદુવારી પર ચડી કિલ્લો તોડવા પહોંચ્યો. ગાયકવાડી દુર્ગરક્ષકોની પહેલી શત્રુ–ગોળીએ પુંજો પડ્યો.

એ કીર્તિલેખ ક્યાં કોતરાયો છે?

'નીસરણી હાથ એક ટૂંકી પડી. ગઢ એક જ હાથ છેટો રહ્યો. હાકલ પડે છે—'

'કીનજી મા શેર સૂંઠ ખાધી આય!'

એના જવાબમાં, મોંમાં તલવાર પકડી નીસરણી માથેથી ગઢ માથે ઠેક મારીને પહોંચનાર વાઘેર પતરામલ મીયાણીનો કીર્તિલેખ ક્યાં છે? પથ્થરના ટુકડામાં નથી. જનતાની જબાન પર છે.

## રતનશીભાઇ

સત્યો, અર્ધસત્યો ને અસત્યોનાં સંમિશ્રણ પર કલ્પનાના રંગો લગાવીને વસ્તુસ્થિતિની બદનામીમાંથી છટકબારી મેળવતી જબાનોની

આ વાત નથી. આ તો એક પ્રત્યક્ષ સાહેદે પુરો પાડેલ પુરાવો છે. દ્વારકાથી આગળ વધી હું બેટ શંખોદ્ધાર ગયો હતો. પોણોસો વર્ષના ભાટીઆ રતનશીભાઈનું ઘર મને લોકોએ ચિંધાડી દીધું. છૂટી પાટલીએ પહેરેલ પોતડી, કસોવાળી સફેદ પાસાબંડી, ખભે ઘડી પાડેલ ખેસ, માથે ગાંધી ટોપીઃ પાતળી ઊંચી દેહ–કાઠી અને રણકો કરતો કંઠ આજે પણ સાંભરે છે. એકલ પંડયે હતા. દીકરો દેશાવરે. રોટલા કરી દેવા માટે, હજુ તો ફક્ત વાગ્દત્તા સ્થિતિમાં હતી તો પણ દીકરાની વહુ સાસર–ઘેરે આવી રહી હતી. રતનશીભાઈએ ઊછળી ઊછળીને, નજરે દીઠેલી વાઘેર–બળવાની પ્રવાહબદ્ધ વાત કહેવા માંડી. નજરે દીઠેલ, કારણ કે પોતે, પોતાના પિતા લધુભા, ને પોતાના દાદા રામજીભા, ત્રણે એ કાળ–નાટકનાં પાત્રો હતાં. પાંચ–સાત વર્ષનું એનું બાળપણ વાઘેર-બળવાની વિગતો સંઘરીને સીતેર સંવત્સરોથી એ બુઢ્ઢા દેહમાં લપાયું હતું. એ પાંચ વર્ષના શિશુની આંખો અને સ્મરણ-શક્તિ નીચે મુજબ બોલી ઊઠી ને મેં ટપકાવી લીધું—

## 'સેન નાંઇ થિન્દો ?'

મારા દાદા રામજીભાઇનાં ખોરડાં દ્વારકામાં હતાં. વસઇવાળા વાઘેરોએ અમરાપર વાળા જોધા માણેકની અને બાપુ માણેકની વિરુદ્ધ ગાયકવાડના મરાઠા વહીવટદાર બાપુ સખારામને કાન ભંભેરી ચડાવ્યો, કે અમે પહેલીવાર તો એ જોધા અને બાપુના ચડાવ્યા તમારી સામે ઊઠયા હતા. વહીવટદારે અમરાપરવાળાઓની રોજી બંધ કરી દીધી. એના લશ્કરીઆઓએ અમરાપર જઇ તોફાનો માંડયાં. મોરલા મારે ને બાઇઓને કાંકરીઉં નાખે. બાઇઓએ મર્દોને કહ્યું કે 'અસાંજા થેપાડાં આંઇ પર્યો, ને આંજી પાઘડી અસાંકે ડયો. (અમારા ઘાઘરા તમે પહેરો ને તમારી પાઘડીઓ અમને આપો.)

જોધો આ બધું સહન કરે, પણ બાપુને ઝનૂન ચડયું. એણે જોધાને કહ્યુંઃ 'તોંથી કીંયે નાંઇ થીંણું. અસાંથી સેન નાંઇ થિન્દો.

દ્વારકાં તો પાંજી આય, પાંજી રોજી બંધ કરી છડયું આય, પાણુ પાંજો ગામ ગીની ગીડો. (તારાથી કંઈ નહિ થાય. અમારાથી હવે સહન નહિ થાય. દ્વારકા તો આપણી છે. આપણી રોજી બંધ કરી છે. આપણે આપણાં ગામ પાછા લઈ લેશું.)

જોધો કહે—પાણુ રામજીભાજી સલાહ ઘીનું. (આપણે રામજીભાની સલાહ લઈએ.)

આવ્યા મારા દાદા પાસે. રામજીભાએ કહ્યું— ' વસઈવાલેજા ચડાવ્યા મ ચડો. '

પણ જોધાને મિટ્ટીનો સલેમાન (હોળીનું નાળીએર) બનાવ્યો. આડસરની નીસરણી તૈયાર કરાવી કિલ્લે માંડી. નીસરણી ન પહોંચી. ફાળીઆં નાખી વાઘેરોને દીવાલ પર ઉઠાવી લીધા. પુંજા દેવાડીઆએ ભોં તોડી. એમાંથી નારણ રૂગનાથને કુટુંબ સાથે કાઢી જામપરે પહોંચાડી દીધું.

બાપુ સખારામ (ગાયકવાડી વહીવટદાર) બોલ્યો કે 'વાઘેરાત મંજે કાય આહેત !' (વાઘેરો આપણી શી વિસાતમાં છે !)

બાપુ સખારામ સૈન્ય લઈ ભેરી ફૂંકતો આવ્યો. વાઘેરોએ કહ્યું: 'વયો રે. નીકર મરી વીંજો. (જતો રહે, નીકર મરી જઈશ.)

## ભડવીર લધુભા

બાપુ સખારામ સૈન્ય લઈ ભાગ્યો. જામપરામાં પેઠો. ત્યાં અનાજ પહોંચે નહિ. ૩૦૦–૪૦૦ જણા ભૂખે મરે. હરિભાઈ કુંવરજીએ મારા દાદાને સંદેશો પહોચાડયો કે 'ભૂખે મરીએ છીએ.' કિલ્લાની બહાર અમારી વખારો. પણ ત્યાંથી દુસ્મનોને ખોરાક પહોંચાડવાનો છે એવી શંકાથી વાઘેરોએ બન્ને વખારો લૂંટી લીધી. તો પણ વખારોમાંથી દાદાએ જામપરે માલ મોકલ્યો. વાઘેરોને ખબર પડી. વખારો તોડી. એ વખતે મારા બાપુ લધુભા આવ્યા ને તેણે વાઘેરોને કહ્યું: 'ભ

માછીઆરાવ ! આંકે રાજ ખપે ! જંજો ખાવતા તીંજો જ ખોદોતા ! (હરામી માછીમારો ! તમારે રાજ જોઇએ ? જેનું ખાવ છો એનું જ ખોદો છો ?)

એ રીતે મારા બાપ લધુભાએ ખૂબ ગાળો દીધી. ત્યારે વાઘેરો ઝનૂનમાં આવી ગયા ને કહ્યું, 'લધુભા ! તું ખસી જા, નીકર મારી પાડશું.'

પણ મારો બાપ ન માન્યો. ગાળો જ દીધે રાખી. ઉપાડ્યો. પગમાં બેડી પહેરાવી મંદિરના કિલ્લામાં દુશ્મનોનાં મુડદાં રાખેલાં તેની સાથે પૂર્યો.

(વાઘેરોએ મંદિરો ફરતો ગાયકવાડી કિલ્લો સર કરી પોતાનો વિજય-વાવટો ચડાવી દીધો છે તે કાળની આ હકીકત છે. દક્ષિણીઓ તો ભાગી નીકળ્યા હતા તેજ ખૂબી છે !)

આગેવાન જોધો માણેક આ બળવો ચલાવતી વખતે બીજે ન જમતો–ઝેર અપાય તેની બીકે. રામજીભાને ઘેર જ જમે. આવ્યો જમવા. 'ચાલો રામજીભા ! ઝટ કરો.'

ખાવા બેસવા ટાણે લધુભા ન મળે. 'લધુભા કયાં ?' ખબર પડી કે જીભ કુહાડા જેવી તેને કારણે કેદ પુરાણા છે, ખાધા વગર જોધોભા કિલ્લે ગયો, કોટડીનું તાળું તોડ્યું, લધુભાને કાઢ્યો. પગ લોહીવાળા જોયા. પૂછ્યું 'આ કેમ ?'

લધુભાઃ–આ તારે વાઘેરોએ બેડી નાખી છે, તું હવે હાથકડી નાખ.

જોધોઃ—લધુભા ! તોજી જીભ હેડી આય, કે મુકે ગુડીજો ટીલો તુંજ ડીને. હીન ટાણે વનવનજી લકડી આય. તોજી જીભ મેરબાની કરીને વસ રાખ. (તારી જીભ એવી છે કે તું જ મને ગળીની કાળી ટીલી દઇશ. મહેરબાનીથી તારી જીભને વશ રાખ. કારણકે અત્યારે

તો આંહીં વનવનનાં લાકડાં જેવા કૈંક જાણ્યા અજાણ્યા, નરમ ને ખુન્નસભર્યા વાઘેરો ભેગા થયા છે.)

લધુભા કહેઃ 'મૂંકે તો ઝેર અચેતો. મુંજી વખાર ખાલી કરી વીંની.'

એ પછી જોધા માણેકે અમરાપરથી બે ગાડાં મગાવી જસરાજ માણેકના પાળીઆ આગળ ગુપ્ત ઊભાં રખાવ્યાં અને પછી અમારા કુટુંબ સહિત પાંત્રીશ માણસોને ખરચુ જવાને બહાને નાળીએરના ઉલકા (કાછલી) પકડાવી કિલ્લા બહાર કઢાવ્યા, ગાડાંમાં બેસરાવી અમરાપર પોતાના ઘર ભેગા કર્યા. ત્યાં ચારપાંચ દિવસ ગુપ્ત રખાવ્યા, એને ઘેર ભેંસો હતી તેના દૂધનો રોજ દૂધપાક કરી અમને એની બાઇઓએ જમાડયા. એ દૂધપાક મને હજી પણ સાંભરે છે. પછી અમને સૌને જામખંભાળીઆ તરફ લઇ ચાલ્યા. મારા ડાડા રામજીભા તો દ્વારકામાં જ રહ્યા, ને મારા દાદાના ભાઈ જેરામભા, દાદી વગેરે બેટમાં હતા.

## લૂંટારો લજવાયો

ચાર ગાડાં જોડાવી મારા પિતા લધુભા ચાલ્યા જાય ત્યાં રસ્તે છુપાઇ રહેલા વાઘેરો ઊભા થયા. પહેલા ગાડાને જવા દીધું, પછી બીજા ગાડાના બળદની નાથ પકડી લૂંટવા માટે.

એટલે તુરત મારા બાપે પાછલે ગાડેથી ઊતરી દોડતા આવી હાક દીધીઃ 'કેર આય ? અચો પાંજે ગડે.' (કોણ છો ? આવો મારે ગાડે.)

જવાબમાં લૂંટારો બોલ્યો નહિ. મોંએ તો મોસરીયું વાળેલું, પણ ફક્ત આંખો તગતગે.'

મારા બાપે કહ્યુંઃ 'હાં, તોજી અખનાં મું સુઝાણ્યો આય કે તું વરજાંગ અયેં.' (તારી આંખો પરથી જ મને સૂઝી આવે છે કે તું બીજો કોઇ નહિ, વરજાંગ છે.)

લુંટારો જવાબમાં શરમાઈને બોલી ઊઠયો: 'મુઠો ડન્ને લધુભા ! ચાર ગાઉ દોડી દોડીને અસીં મરી વિંયાસીં ! હણે તો અસાંથી લૂંટાય ન.' (પકડી પાડયો મને લધુભા ! બહુ કરી ! ચાર ગાઉ દોડી દોડીને અમો તો મરી ગયા, પણ હવે તો અમારાથી લૂંટાય નહિ ને !)

લધુભા કહે: 'ઇનિજી પાસે તો બસો ચારસો કોરીયેંજો માલ હુંદો, પણ મું આગર બ હજાર કોરીઉં આય. આંકે ખપે તો ગીની વીંજ.' (એ ગાડાવાળાઓની પાસે તો બસો ચારસો કોરીઓનો માલ હશે. પણ મારી આગળ બે હજાર છે. આવને લેવા.)

લુંટારો વરજાંગ:-હણેં તો લધુભા, સરમાઇ વિંયાસી. તોજે મે'તે કે લૂંટણા વા. ચોપડમેં અસાંજે ખાતેમેં ખૂબ કલમેંજા ઘોદા માર્યું અય. (હવે તો લધુભા, અમે શરમાઇ ગયા. અમારે તો તારા આ મહેતાને લૂંટવા હતા. ચોપડામાં અમારાં ખાતામાં ખૂબ કલમના ઘોદા લગાવી લગાવી વ્યાજ ચડાવ્યાં છે.)

લધુભા:—હણે કુરો ? (હવે તમારે શું કરવું છે ?)

લુંટારો:—હણે હલો. આંકે રણજી હુન કંધી છડી વંજુ. નક આંકે બીઆ કોક અચીને સંતાપીના. (હવે હાલો, રણને ઓલે (સામે) કાંઠે તમને મૂકી જાઉ, નીકર તમને કોક બીજા આવીને સંતાપશે) પણ લધુભા ! ભૂખ લગી આય.

લધુભા:—તો ડીયું. જોધે માણેકજો પરતાપ આય. (તો ખાવાનું દઉં. જોધા માણેકનો પ્રતાપ છે.)

પાંચ છ વર્ષનો બાળક રતનશી ગાડામાં બેઠો બેઠો આ ઘટનાનો સાક્ષી હતો. એના અહેવાલમાં લુંટારાની જે શરમીંદાઈ ઝલકે છે તે મને રવિશંકર મહારાજના ખેડા જીલ્લાના પ્રસંગનું સ્મરણ કરાવે છે. *લુહાણાના ઘીના ડબા ચોરનાર પાટણવાડીઓ ગોકળ પોતેજ એકરાર

*જુઓ માણસાઇના દીવા : 'કોણ ચોર, કોણ શાહુકાર'નો કિસ્સો.

કરીને કહે છે કે ' શું કરવું મહારાજ ! બધું કબૂલ કરું છું કારણ કે તમે આટલે સુધી જશો (અપવાસો કરશો) એવું નહોતું ધાર્યું.' પાટણવાડીઓ ઘીના ડબા કાઢી આપે છે, ને અહીં સોરઠીઓ લુંટારો શરમાઇ જઇ ઉલટાનો સૌ ભાટીઆઓને રણને સામે પહોંચાડવા જાય છે.

## જેરામભાની મર્દાઇ

બાળક રતનશીએ દીઠેલ આ દૃશ્ય એક વેપારીની વીરમૂર્તિને ખડી કરે છે. વડોદરા જેવા અડીખમ રાજ્યની શસ્ત્રસજ્જ પલટનોને ભૂંજી નાખી વાઘેરો કિલ્લો સર કરી બેઠા હતા તેવા ધગતા કાળમાં એ જ વિજેતા વાઘેરોને મોઢામોઢ ગાળો ચોડતો ભાટીઓ યુવાન લધુભા મધ્યયુગની જે માટીનો બનેલો હતે: તે માટી વિચારમાં નાખી દે છે. પણ રતનશીભાઇની સાહેદીને સાંભળતા હજુ આગળ વધીએ—

મારા દાદા રામજીભા દ્વારકામાં જ રોકાયા, ને એના ભાઇ જેરામભા બેટ શંખોદ્ધાર ગયા. એણે વાઘેરોની વિરૂદ્ધમાં ગાયકવાડી વહીવટનો પક્ષ લીધો. સિપાહીઓને કહ્યું કે ' તમે ખૂટશો નહિ. બેટનો કિલ્લો ન સોંપજો. '

સિપાહીઓ:—અમારે ખાવું શું ?

જેરામભા:—હું સગવડ કરી દઉં. મંદિરમાં તૂટો નથી.

પોતાનાં છોકરાંને શંખનારાયણના મંદિરમાં મૂકી દઇને જેરામભા બેટનો કિલ્લો ઘેરી લેનારાં વાઘેર-દળોની વચ્ચે, કિલ્લા પર ચડી 'ખબરદાર ! ખબરદાર !' એવી હાક દેતા રાતે ચોકી કરે, કપાસીઆ અને તેલ સળગાવી કિલ્લા પર દીવા માંડે, કિલ્લા પર વાઘેરો ચડી શકતા નથી, વાઘેરો સમજ્યા કે જ્યાં સુધી જેરામભા છે ત્યાં સુધી કિલ્લો નહિ લઇ શકાય, માટે દ્વારકા જઇ જોધા માણેકને અને રામજીભાને તેડી લાવીએ ને જેરામભાને સમજાવી બહાર કાઢીએ.

જોધો માણેક ને રામજીભા આવ્યા. નીચેથી કિલ્લાવાસી જેરામભાને સાદ કર્યો: 'જેરામભા, તું ઊતરી જા.'

જેરામભા જવાબ વાળે છે: 'ના જોધા માણેક! ન ઊતરું. તું બે હજારની ફોજ લાવીને કિલ્લો ભલે જીતી લે. બાકી તો હું ઊતરી રહ્યો.'

જોધો:–જેરામભા, હું તને શરમાવવા આવ્યો છું. પછી વેળા નહિ રહે.

રામજીભા:–જેરામ, હવે હુજત ન કર.

જેરામભા:–જોધાભા, આંઈ મું કે હકડી બાંયધરી ડિનાં?' [તમે મને એક બાંહ્યધરી દેશો?']

'કુરો?' [શું?]

'કે કિલ્લામાંના કોઈ પણ આદમી પર અવાજ ન કરવો. બધાને સલામત ચાલ્યા જવા દેવા.'

જેરામભાએ જઈ સિપાઈઓને કહ્યું, 'હવે બચી શકાશે નહિ. વાઘેરો કાપી નાંખશે. કિલ્લો છોડવો પડશે. ચાલો તમને હું સલામત બહાર કાઢી જાઉં.

સિપાહીઓને લઈને ચુપચાપ નીકળી ગયો. શંખા તળાવની પાસે પહોંચતાં તો બીજા વાઘેરો આડા ફર્યા. કહે કે એક ધીંગાણું તો અમે કરશું; કેમકે આ સિપાહીઓએ અમારા એક આદમીને માર્યો છે.

જેરામભાએ આડો લીટો કરીને કહ્યું: 'જો આ લીટો વળોટીને તમે આવો તો તમને જોધા માણેકની આણ! રણછોડરાયજીની આણ!'

બસ થઈ ગયું. લોહીના તરસ્યા વાઘેરો પાછા વળી ગયા. જઈને તેઓએ જોધા માણેકને વાત કરી. જોધો શું કહે છે!

'હે ભેણે કુત્તાઓ! હી કુરો કરેતા! ભજી વિનો.' (હે કૂતરાઓ! આ શું કરો છો તમે? ભાગી જાવ.)

કાળ–નાટકનાં આ દસ્તાવેજી પાનાં તો ઉકેલો વાચકો ! પોતડીદાસ વેપારી ભાટીઆઓની જવાંમર્દી બોલે છે, સર્વસહિયારી સિપાહીગીરીના બોલ. જેરામભાને વાઘેરવેધ્યો કિલ્લા પર કપાસીઆના દીવા સાથે પહેરેગીરી કરતો, 'ખબરદાર !' શબ્દે રાત્રિનાં તિમિર કમ્પાવતો કલ્પો; 'કિલ્લો નહિ સોંપું, કિલ્લેથી નહિ ઊતરું, પ્રાણ વહાલા નથી, ઇજ્જત વહાલી છે, જોઇએ તો જીતીને કબજે કર જોધા !' એ શબ્દો એક હીંગતોળના છે. છેવટે કિલ્લો છોડવાની કબૂલાત આપે છે, પણ કેવી શર્તે ? પોતાના શબ્દના કતબાર પર જેઓ અણખૂટયા ઊભા હતા તે સર્વ કિલ્લેદારોનો વાળ પણ વાંકો ન થવો જોઇએ એવી શર્તે.

તેની સામે વાઘેરોની નીતિ નિહાળો: પોતાના જણનો જાન લેનારા સિપાહીઓમાંથી એક જાનના બદલામાં પાંચપચાસના પ્રાણ માગવાની, કે વગરપૂછે શરણાગતો પર તૂટી પડવાની અર્વાચીન યુદ્ધકરતા ત્યાં નહોતી. માગણી તો હતી 'એક ધીંગાણું' કરી લેવાની : સામી છાતીએ આવી જવાની.

આડો એક ધૂળ–લીટો થાય છે; સરદારનાં ને પ્રભુનાં બે સમોવડ મનાતાં નામોની દુહાઈ દેવાય છે; રક્તપિપાસુઓ પાછા વળી જાય છે. એ માનવીઓ ! સરખાવો તો ખરા, ને પછી કહો, પૈસાને–બસ ફક્ત પૈસાને માટે જ ગાયકવાડની કુમકે પહોંચનાર વિદેશી મંદિરભંજકોનાં બેશુમાર દળકટકમાંથી એક જણ નીસરણીએ ચડયો તેના કીર્તિલેખ છાજે ? કે આ જોધાનો ? જેરામભાનો ? રામજીભાનો ? કે આ દુહાઇનો ધૂળ–લીટો ભાળી પાછા વળી જનાર સાધારણ વાઘેર યોદ્ધાઓનો ?

ખેર, રતનશીભાની સાહેદીને અજવાળે આપણે આગળ ચાલીએ. શસ્ત્રસરંજામવિહોણા રંક વાઘેરોના બળવાનો ભયાનક અંજામ ચોથે જ દહાડે આવી ઊભો રહે છે ! ટાંચણ બોલે છે કે—

## હથિયાર ન છડયું

'ચાર દિવસે સાત આગબોટ દેખાણી સમીઆણીની દીવાદાંડી પાસે, ત્રણ દેખાણી નાની ખાડીમાં. વાઘેરોએ હાજી કરમાણીશા પીરની જગા પાસે જઇ નાની તોપો વછોડી. સામા મોટા ગોળા આવ્યા.

વાઘેરો બોલી ઊઠયા: 'હે ભેંણે! હેડે હેડે જો તો વદાડ ન વો.' (આવડા આવડા તોપગોળા ફેંકવાનો તો કરાર નહોતો થયો!)

જાડી બોટમાં બેસીને આગબોટવાળાઓ પાણી માપી ગયા. એક સ્ટીમર હડમાનદાંડીથી આવી, ગોળા વછોડયા.

રાઘુ શામજી નામે ભાટીઓ, અંગ્રેજી બોલી જાણે, તેણે ગામને બચાવ્યું. વાઘેરોને કહ્યું: 'વષ્ટી કરીએ.'

વાઘેરોએ ધોળો વાવટો ચડાવ્યો. દરિયાઇ ફોજનો કેપ્ટન આવ્યો. બુઢ્ઢા વાઘેરોને એની પાસે લઇ ગયા. કેપ્ટને કહ્યુ: 'કદમમાં હથિયાર મૂકો ને કિલ્લો સોંપો.'

વાઘેરોએ જવાબ વાળ્યો: 'હથિયાર તો ન છડયું. હીં કિલ્લો સોંપી ડયું.' (હથીઆર નહિ છોડીએ. આમ ને આમ કિલ્લો સોંપી દઇએ.) ગોરો શેનો માને? એણે તો હલ્લો કીધો.

રૂની મલીઓની આડશવાળી, કોઠા પાસેની એક ગલી હતી. ત્યાં ખાડા કરી ચાર વાઘેર ઊભા રહ્યા. એમાંથી બે જણ બીના. એને બીજા બેએ કહ્યું: 'હે ભેંણે! મૂરતમેં જ માડો વેણ! ભજી વીનો.' [ ફિટકાર છે. મૂરતમાં જ મોળી વાણી! ભાગી જાવ ]

બે ગયા બે ઊભા રહ્યા. પાંચસો ગોરા સોલ્જરો બેટકાંડે ઊતર્યા. કાંડે પણ સોલ્જરોની ચોકી બેઠી.

બે વાઘેરોએ રૂની મલીઓમાં તોપ ગોઠવી. તેમાં કચ્છી ઢીંગલા ભર્યા હતા. તોપ દાગી. કિનારે ઊતરેલા હતા તેમાંથી પચીસ સોલ્જરોને ઘાયલ કર્યા, ને બે વાઘેરો પાંચસો સોલ્જરોની ફોજમાં ઠેકી પડયા.

સાંકડે રસ્તે એ બે જણાએ ૩૦–૪૦ માથાં કાપી બાકીનાને પાછા કાઢયા.

સોલ્જરોએ ફેર (ફાયર) કર્યા, બન્ને વાઘેરોને ચાર ચાર ગોળી વાગી. બેઉ ખલ્લાસ. બેય લાશોને વાઘેરો ઉપર (કિલ્લા પર) લઇ ગયા.

## સોના માટે મંદિર-ધ્વંસ

રાત પડી, સોલ્જરોની ફોજે હલ્લો કરી કિલ્લે સીડી માંડી. કિલ્લાના પહેરા પર એક વાઘેર છોકરો. એણે સીડી મંડાયેલી દીઠી, બૂમ પાડી. દેવો માણેક દોડયો, એણે ખુરમા પર ચડીને સીડીના બાંયાને ધક્કો દીધો. સીડી પટકાઇ, લેફ્ટીનેન્ટ પડયો.

પણ દેવો સીડીને હડસેલવા જતાં એની છાતી દીવાલ બહાર ઊંચી નીકળેલ તેથી ગોળીબારથી વિંધાઇ ગઇ. કિલ્લા પરથી બીજા વાઘેરો પાણા નાખવા મંડયા. (બાપડા ! દારૂગોળાવિહોણા !)

દેવાને અને બીજા બે મુએલા વાઘેરોને કિલ્લા પર ઘી તથા રૂથી દેન દેવાયું. બાકીના વાઘેરો ભાગી છૂટયા બાલાપુર તરફ.

ભાટીઆ જેરામ આણંદજી અને રાઘુ શામજી બીકના માર્યા ભંડકમાં પેસી ગયા હતા તે બહાર નીકળ્યા. જુએ તો વાઘેરો ભાગી ગયેલા. બન્ને જણા સાહેબની પાસે ગયા. બન્નેને બાવડે ઝાલીને ઉપાડયા. ગોરાએ કિલ્લો સર કર્યો. ત્રણ કલાકમાં મંદિરોની મૂર્તિઓ ઉઠાવી જવાની મહેતલ આપી. પણ દરમ્યાનમાં ગોરાઓને સોનાનો એક લાટો જડયો. ગોરા સમજ્યા કે મંદિરોમાં સોનુંજ ભર્યું હશે ! એટલે દેરાંને સુરંગે ઉડાડયાં, દેરાંના ભુક્કા થયા, લૂંટ ચાલી, દારૂ ઢિંચાણા, ચકચૂર થઇ ગોરા નીકળી પડયા. રસ્તે જેને દેખે તેને ગોળીએ મારે, કૂતરાંને પણ.

ગોરો કપ્તાન આવીને દારૂડિયા સોલ્જરોને સોટીએ મારી પાછા લઇ ગયો.

પછી તો જોધો માણેક બહારવટે નીકળ્યો. એ બહારવટાંની રોમાંચક કરુણ કથા મેં બહારવટીઆ ભા. ૨ માં કરી છે. તેમાંનો આ કિસ્સો રતનશીભાઈ પાસેથી સાંપડયો છે—

## જોધાને જોવાના કોડ

બાર્ટન સાહેબની મડમ, નામે મેરી. જોધાને જોવાનું એને બહુ મન. રામજીભાને કહ્યું. રામજીભા કહે કે 'સાહેબને પૂછો. એ હા પાડે તો દેખાડું.'

સાહેબે હા પાડી.

રામજીભા કહે છે કે 'ન પકડો તો ભેટાડું.'

કે 'ભલે'

રામજીભાએ જોધાને કહેવરાવ્યું: 'સારું થાય તેવું છે. માટે આવો.'

આવ્યો રાતે.

મડમ કહે: 'ના, સાહેબની કચેરીમાં ન લાવશો. વખતે દગો થાય. બહાર લઇ જાવ.'

ગામ બહાર સીમમાં જોધો માણેક રામજીભાને બથમાં ઘાલીને મળ્યા. બોલ્યા: 'રામજીભા! જીરે જીરે મિલ્યા સી પાણ. પાં કે ભરોસો તો ન વો.' (જીવતે જન્મારે મળ્યા ખરા આપણે. મને તો ભરોસો નહોતો.)

સાહેબને મળ્યા. સાહેબે કહ્યું કે 'હું બહારવટું પાર પડાવું પણ મારે જોધા માણેકને નજરકેદ રાખવા પડશે.'

જોધો કહે 'રામજી શેઠ જામીન થાય તો હું નજરકેદ રહેવા કબૂલ છું.'

સાહેબ:—હું લાચાર છું. એવો કાયદો નથી, બાકી રાજની રીતે નજરકેદ રાખું.

રામજીભા કહે 'જોધાભા, ચાલ્યા જાવ.'

સાહેબે જવા દીધા. ગયો. કોડીનાર ભાંગ્યું. પછી તો મુઓ તેનું બયાન તો સો. બ. ભાગ બીજામાં આપ્યું છે.

તે પછી એક દી'—

'જોધા માણેકની દીકરી નામે ગગીબાઈ. પડછંદ. બહુ રૂપાળી. પોલીટીકલ એજન્ટ કીટીન્જ સાહેબે જોધાની વહુઓને પૂછ્યું, 'મહારાજ ખંડેરાવ ગાયકવાડ સાથે દીકરીનું સગપણ કરાવીએ તો વાઘેરોનો પ્રશ્ન સરસ રીતે પતે ને વળી બાઇના પેટના બહુ જોરાવર પાકશે.'

બાઇઓએ ખુલાસો ન દીધો.

આખરે એક દિવસ, વાઘેરોનું બહારવટું નિર્મૂલ બન્યા પછી, રામજીભાના કહેવાથી ગાયકવાડે જોધા માણેકની બેઉ સ્ત્રીઓને રૂા. ૩૦–૩૦ ની જીવાઈ બાંધી આપી, ઘર ચણાવી દીધાં, વાડી દીધી.

## ઢેઢ મૂરૂ ટાપુ

ત્રણેક કલાક ધારાવાહી રહેલી રતનશી ડોસાની કથા અહીં ખતમ થઇ. એ સમાપ્તિભાગને સહન કરવા માટે જે વજ્રહૃદય જોઈએ તે મારામાં નહોતું. બળવાની લીલાભૂમિ નિહાળી, થાનકો જોયાં, સમુદ્ર-કાંઠો જોયો, એ કાંઠેથી જળજંતુઓએ કસબ કરેલા નાના પાણકા અને જળ–ઝાડવાંનાં ડાંખળાં વીણ્યાં. પંજા પીર, સુર્ણો-મેહારના ડુંગરા નામનું બે ખડકોનું જળતીર્થ, જ્યાંથી વાઘેરો વગર વહાણે ઊતરી ગયા તે શંખોલીઓ કાંઠો, કયુ નામનો બેટ, માનમરોડી ટાપુ, ધબધબા ટાપુ, સાવઝ ટાપુ, લેફામૂરડી ટાપુ, એ દૂરદૂરથી દીઠાં. પ્રથમ આરંભડા ગામથી મછવામાં બેસી બેટમાં ગયો ત્યારે જળમાં ઊભેલા સાતમુરૂ, પારેવો ને ઢેઢમૂરૂ નામનાં બેટડાં પણ જોયાં. ઢેઢ-મૂરૂ નામ અર્થપૂર્ણ છે. બેટ શંખોદ્ધારની એ છેલ્લામાં છેલ્લી અણી : ઢેઢ લોકોને ખુદ બેટની ધરતી પર પગ મૂકવાની મનાઇ હતી મંદિ-

રોના માલિકો તરફથી! અસ્પૃશ્યોએ તો દેવની ઝાંખી એ ઢેઢમૂર નામના ખડક પરથી જ કરીને પાછા વળવાનું હતું. જેઓએ દેવને આટલા બધા આભડછેટીઆ બનાવ્યા તેઓ આખરે શું કમાયા? ગોરાઓના હાથથી મંદિરોનો સુરંગ–ધ્વંસ! દૈવી ન્યાયને ચોપડે તો પાપપુણ્યનાં ચક્રવર્ધિ વ્યાજ ચડે છે. પણ આ પ્રારબ્ધ–લેખાં સમજાતાં નથી એટલે જ આ દેવમંદિરોના રક્ષકોએ હજુ તો પાંચેક વર્ષ પર અસ્પૃશ્ય—સેવક ઠક્કરબાપાને ગોમતીસ્નાન કરવા નહોતુ આપ્યું.

## 'હું પંદર વર્ષની હતી'

બેટમાં રતનશી શેઠ મળ્યા, તેમ આરંભડામાં દાદીમા મળી ગયાં. મને ઓખામંડળમાં લઇ જનાર શ્રી ભૂપતસિંહભાઇ વાઢેર (તે વખતે ભાવનગર રેલ્વેના ગાર્ડ) હતા. ઓખામંડળના જમીનધણી બે : વાઘેરો ને વાઢેરો. બેઉને ગાયકવાડે જીવાઇદારો બનાવી દીધા. આ ભૂપતસિંહભાઇનો પણ જીવાઇભાગ હતો. દર વર્ષ ચડત જીવાઇ લેવા પોતે આરંભડે જાય. ત્યાં વાઢેર દરબારોના ગઢમાં પોતે મને લઇ ગયા અને એક નેવુંક વર્ષનાં રાજપૂતાણી દાદીમાની સામે લઈ જઈ બેસાડયો. વાઘેર–બળવાનાં સગી નજરનાં આ બીજાં સાક્ષી દાદીમા બોલતાં ગયાં ને હું ટાંકતો ગયો—

'અમારા વડવા રાણા સગ્રામજી સં. ૧૮૦૦ પૂર્વે થઇ ગયા. એમની બેટમાં ગાદી. દરિયાનાં વહાણુ લૂંટે. એક વાર એક સાહેબનો બરછો લૂંટી એમાંથી સાહેબની મઢમને લઈ ગયા, બેન કરી રાખી. પછી અંગ્રેજોની ચડાઇ આવી. મઢમને પાછી લઇ ગયા, અને સગ્રામજીને પકડીને સૂરતમાં રાખ્યા. પોતે ફળફૂલનો જ આહાર કરતા. મઢમના જ કહેવાથી એમને ગોરા પાછા આંહીં મૂકી ગયા. આરંભડામાં જ એ ગુજરી ગયા.

'એના અભેસંગજી. એની પછી જાલમસિંગજી. વાઘેરોએ રાજપાલટો

કર્યો તે વખતે તેમણે આવીને જાલમસિંગજીને કહ્યું કે 'ચાલો, તમને બેટની ગાદી અપાવીએ. એમાં રાતના ભવાયા રમે. વાઘેરો જોવા ગયા. એટલે જાલમસિંગજી, પુંજોજી વગેરે ભાગીને નગર ચાલ્યા ગયા.

'આંહીં મનવારો આવી. લડાઈ ચાલી. હું પંદર વર્ષની હતી. પરણીને આવ્યાં બેજ વર્ષ થયા હતાં. મેડી ઉપર ઊભી રહીને હું લડાઇ જોતી હતી. ધરતી ધ્રુણુતી હતી. બિચારા વાઘેરો પાસે તોપો નહોતી.

'અમે તો ટાંકાંની અંદર પડીને મરી જવાનું નક્કી પણ કરેલું (કારણ ? કારણ કે ગોરા ઊતરીને શું ન કરે !) પણ નાગરેચી (કચ્છ)થી જાલમસંગજીના સસરા ચાંદોભાઈ, દીકરીના સમાચાર પહોંચી જવાથી આવી પહોંચ્યા. સરકારને ખબર દઇ કહેવરાવ્યું કે આવીને વાવટો ચડાવી જાવ ! પછી માંડવી બંદરનું એક ભાંગલ વહાણ જે સમું થવા અહીં આરંભડે આવેલ તેમાં અમને બેસારીને લઈ ગયા. વહાણ ભાંગલું હતું, વચ્ચે વહાણમાં પાણી ભરાણું, તોફાન ઊપડયું, પણ ખારવાઓએ અમને બચાવ્યા. બે છોકરાં મરી ગયાં.'

સામે જ દેખાતા બેટ શંખોદ્ધાર પરનો અંગ્રેજ—વાઘેર સંગ્રામ જેણે મેડીએ ચડીને નજરોનજર જોયો હતો, જેવાં સાહેદની આ પ્રાપ્તિ વિરલ કહેવાય. એ બન્ને સીધાં સાહેદો આ જગતને છોડી ગયાં છે. મને સંતાપ થાય છે કે હું આ દાદીમા અને રતનશીભાની પાસે વધુ દિવસો કેમ ન રોકાયો ! પ્રશ્નો પૂછી પૂછી અન્યથા અપ્રાપ્ય એવી હકીકતો હું કઢાવી શકયો હોત. પણ આપણાં જીવનમાં ઘર નામે એક બંદીખાનું છે. ઘરસંસાર એ એક સોનાની શૃંખલા છે. ગળામાં એક રસી પડી છે. રસીનો એક છેડો પકડીને ગૃહજીવનનો મોહાસુર બેઠો છે. જરાક દૂર જાઓ ત્યાં રસી ખેંચાય છે. સ્વ. ટાગોર જેને 'ઘરછાડા' કહી ઓળખાવે છે તે બન્યા વિના સાહસ શું ? સાહિત્યનું સર્જન શું ?

આ 'ઘરછાડા' સાહસબુદ્ધિની શું એકલા વેપારમાં, ઉદ્યોગમાં કે

વિજ્ઞાનશોધમાં જ જરૂર પડે છે ને સાહિત્યમાં નહિ? વાણીવ્યાપાર એ શું આરામખુરસીની વસ્તુ છે? એથી કદાચ ઊલટું જ છે. વાણી તેજ પકડતી નથી કરણ કે વાણીને આપણે ઘરના એકાદ શીતળ સુંવાળા ખૂણામાં મેજ કે ગાદીની જોડે ઝકડી રાખી છે. શારદાનું વાહન મોર કે હંસ છે તે એકજ વાત આપણે વીસરી બેઠા. ગામભાગોળ સુધીનાં પર્યટનોથી મોરલા ને હંસલા સંતોષાતા નથી. મોરનાં અને હંસનાં મહોકુયનોને ભૂલી જઈ હું ઝટપટ આગગાડી પકડી પાછો પળ્યો; અને ઓખામંડળથી જામનગર સુધીના એ જાડેજી બોલીના જે સંસ્કારો મને રતનશીભાએ પાયા હતા તેના પ્રતાપે ટ્રેનમાંના એક બુઢ્ઢા કાંટીઆ મુસાફરના આ બોલ મીઠા લાગ્યા—

જોગી તા હિન જુગજા, ખાય ખનૂ ને ખીર;
રાતજો ચડી સુવે પલંગ મથે, ડિંજો તા ચોવાય પીર;
હેન ઓદતજા વીર, ઉદેસી અગે વિયા !

૨

જો ભાયેં તું જોગી થિયે, તો દિલમેં ધૂંઇ ધુપાય;
કર કાયાજી કીનરી, મીંજ તનજ્યું તંદુ પાય;
મુંજા સ્વામીડા ! સૂર વજાય, કડે ઈંદાં કાપડી.

ડુંગર મથે વીલડી, તેંજાં સોભાતીલાં ફૂલ;
કોઇ કાણું કોઇ કોજડો, કોઇ માણુક તુલ.

# પરકમ્માનો પહેલો પોરો

## કડીનો મલ્હારરાવ

યુરોપના અનેક દેશોમાંથી નાસતા બળવાખોરો બ્રિટનને ખોળે શરણું મેળવતા. સોરઠદેશે પણ મહાન રાજસત્તાઓના બહારવટીઆને ઓશીકું આપ્યું કહેવાય છે. મુગલ શાહજાદા દારા શિકોહને કરાળકાળ આલમગીરથી સંઘરનારો મીતીઆળાનો કિલ્લો આજે ઊભો છે. દારાએ શસ્ત્રો ઘડવા ત્યાં લોઢાં ગાળ્યાં હતાં તેનું ત્યાંનાં લોક, હજીયે ખોદાઇ નીકળતો ખેરીચો બતાવીને બોલે છે. સમ્રાટ અકબરશાહનો બળવાખોર ગુજરાતનો છેલ્લો સુલતાન વીર નહનૂ મુઝફ્ફર પણ સોરઠમાં જ સંઘરાયો અને એને ખાતર ભૂચર મોરીના ભયાનક સંગ્રામમાં કાઠિયાવાડના કલૈયા રાજપુત્રો ને બુજરગો તોપે ફૂંકાયા. એવો ત્રીજો બંડખોર હતો કડીનો મલ્હારરાવ. મૂળ તો ગાયકવાડ કુળનો જ કુમાર. કડી પર સૂબાગીરી લઇને આવ્યો. પ્રજાને સુખી કરતો ને પોતે રંગરાગ માણતો. એવો તો બળવાન બની બેઠો કે વડોદરાને 'ફિરંગીની ફોજ' લઈ કડી પર ઊતરવું પડ્યું. વિક્રમશાળી મલ્હારરાવ જુદ્ધમાં દીપતો છેવટે નાઠો અને સોરઠદેશમાં ઊતર્યો તેની એક સાહેદી મારા ટાંચણમાં પડી છેઃ—

'કળમોદર ને કોટીલું બે ગામ : તેના ધણી બોઘડ ને માત્રો : જખ્મીનો મલ્હારરાવ પાલખીમાં : પાલખીને ભોઇ ઉપાડયે આવે : વાંસે વિઠોબાની ફોજ.

'કડી મેલીને ઓળે આવ્યો છું : છે તો દરિયા સામાં પાણી, પણ બે દી થાક ઘો.'

ઓઘડ–માત્રો કહે : 'રો'. અમારાં માથાં પડયા પછી તમે વિઠોબાના હાથમાં આવશો.'

વિઠોબાએ બાતમી મેળવી. ફોજ લઇને વિઠોબા કળમોદર ગયો. આઠ દિવસ કમળાના ડુંગર માથે ધીંગાણું રહ્યું.

છેવટે થાકેલા કાઠીએ કહ્યું : 'મલ્હારરાવ, ભાગો.'

'શી રીતે ભાગું ? મને તો મડદાની માફક બોઝ ઉપાડયે આવશે.' જખ્મી મલ્હારરાવે જવાબ વાળ્યો.

'કાંઇ વાંધો નહિ. તમારો મિયાનો મોખરે, વાંસે કાઠી ને એની વાંસે ફોજ વિઠોબાની.'

વિઠોબાના સૈનિકો ઢૂકડા આવી જાય ત્યારે વારને હાકલવા ઓઘડ–માત્રો પોતે પાછા ફરે, હટાડીને પાછા મલ્હારરાવ ભેળા થઇ જાય.

થોરડી ને આદસંગ સુધી એમ ત્રણચાર ધીંગાણાં કરી કરી મલ્હારરાવને બચાવ્યા.

વિઠોબાની ભેળો ઝર ગામનો કાઠી દરબાર માણશીઓ હતો, કે જેના બાપ ભોજવાળાને વિઠોબાએ હાથીને પગે બાંધીને ચીરેલ.

માત્રાએ ચારસો ઘોડે વિંટાયેલ વિઠોબા ઉપર બરછીનો છૂટ ઘા કર્યો. વિઠોબાની કાનસૂરીએ અડીને બરછી જમીનમાં ગઇ.

એટલે તરવાર વાપરીને માત્રે જેતમાલ જમાદારને કાંડે ઘા કર્યો. માણશીઓ ઝર વાળો થડમાં જ હતો. એણે ઘા કર્યો માત્રા ઉપર. બરછી ન વાગી, પણ માત્રાએ માણશીઆને ભાળ્યો એટલે કહ્યું—

'હું તારા બાપનું વેર લઉં છું, ને તું મારે માથે ઘા કરછ ?'

આઠ દિવસ સુધી ઠેઠ ચાચઇના ડુંગર સુધી મલ્હારરાવનો બચાવ

કરતા કરતા પહોંચાડયા. પછી મલ્હારરાવ ઓઘડ–માત્રાને કહે કે ‘ તમે નાસી છૂટો. મને મારશે નહિ, તમને તો મારશે. ’

‘ અરે ના, ના, તો તો કરી કમાણી ધૂડ ને! મારો વિચાર તો તમને બરડે ને ઠાંગે ડુંગરે લઈ જવાનો છે. ’

(પછી મલ્હારરાવનું શું થયું તે વિશે ટાંચણ ચુપ રહીને આગળ ચાલે છે.)

## પરીક્ષા થઇ ચૂકી

માત્રાવાળાને દીકરો નહિ. ઓઘડને બે દીકરા. ભાગતાં ભાગતાં બહારવટામાં દસ વરસ થઈ ગયાં. માત્રો કાગો. (થાકયો.) ચામઠાંનાં પખાંમાં (પડાવમાં) કુટુંબ લઇને સંતાઈ ગયાં.

ઓઘડની બાઈ બોલ્યાં : ‘આપો .પેટખોટા છે. અમારું પણ નિકંદન કાઢશે !’

માત્રાએ સાંભળ્યું. એણે કહ્યું કે ‘તો હું જઇને તરવાર છોડું.’

પોતે જેતપર આવ્યા. કાઠી ડાયરાની સલાહ લીધી. ગયા અમરેલી. છડીદારે જઇને વિઠોબાને ખબર આપ્યા. : ‘સાહેબ, માત્રો નાજાણી, હાલરીઆનો ધણી, આવ્યો છે તરવાર છોડવા.’

વિઠોબા બથમાં ઘાલીને મળ્યા. કહ્યું કે ‘તારા હજાર ગુના માફ. પણ હેં માત્રાવાળા ! આદસીંગ પાસે તમે મને બરછી મારી તે ઓળખીને કે ન ઓળખતાં ? ’

માત્રો:—જો ઓળખ્યા હોત તો તમે જીવતા ન જાત. એવી મારત કે ઓલ્યે પડખે વેંત નીકળત.

વિઠોબા પાસે રહેનારો જેતમલ નામનો માણસ બોલ્યો, ‘સાહેબ, ઈ કાઠી કૂતરાંની જાત છે.’

માત્રો ઉભો થઈ ગયો : સાહેબ, આ રજપૂત અમને કાઠીને

કૂતરાની જાત કહે છે. પણ આ પટસાળ છે, હુકમ કરો, જો મને જેતમાલ મારે તો કાઢી એટલા કૂતરા, ને જો હું એને મારું તો કાઢી સાવઝ.

વિઠોબાઃ—માત્રાવાળા, તું સાવઝ ખરો. પાંચસો ઘોડાં વચ્ચે મને બરછી લગાવી, હવે વળી પરીક્ષા શી!

## ફિરંગીઓને ઉતારવાનું મહાપાપ

'ફિરંગીઓની ફોજ'ને ઉતારવાનું મહાપાપ આ ટાંચણમાં ડગલે ડગલે ડોકાય છે. ગાયકવાડે પોતાના દુલ્લા મલ્હાવરાવ પર ગોરાં કટકો ઉતાર્યાં, ઓખાના વાઘેરો ઉપર પણ કંપની સરકારનાં સૈન્યોને નિમંત્ર્યાં, અને એ જ પ્રમાણે કાઠિયાવાડનાં નાનાં મોટાં રાજપૂત રાજ્યોએ ગાયકવાડી ફોજો પાડોશીઓને જેર કરવા બોલાવી. ટાંચણમાં એવો પ્રસંગ મોરબી-માળીઆ વચ્ચેનો આવે છે અને એવા વિવેકભ્રષ્ટ સંઘર્ષોની વચ્ચેથી વ્યક્તિગત શૂરાતનનાં છેલ્લાં સોરઠ–તેજ ચમકી ઉઠે છે :—

દોઢસો વર્ષ પર : માળીઆ ઠાકોર ડોસાજીને મોરબી ઠાકોર જિયાજીએ કેદ કરી રાખેલ તે વખતે માળીઆના મિંયાણા સરમાળ લધાણી વગેરે છ જણા મોરબી ગયા, નળ પર થઈ ને મેડીએ ચડયા, ડોસાજીના ઓરડામાં જઈ એને ઉઠાડયા. કહ્યું કે 'ચાલો.'

કેદી ડોસાજી કહેઃ 'મારાથી ન અવાય. તમે પલંગ ઉપાડી જાવ.'

ડોસાજી સૂતા હતા તે સહિત પલંગ નીચે ઉતારી, એને ચારે પાયે માટલાં બાંધી, એ કાંઠે પૂરમાં આવેલ મચ્છુ નદીમાં મિંયાણા તરાવતા તરાવતા ડોસાજીને લઈ ગયા માળીએ.

પછી જિયાજી ઠાકોરે દગાબાજી કરી નાગડાવાસથી મિંયાણા મુખીઓને ગોઠ કરવા બોલાવ્યા. એંશી જણા હતા તેને રાતે દારૂ ગોસ ખૂબ ખવરાવ્યું, પછી એક મોટો ખાડો કરી તેના ઉપર

પાંદડાં નાખેલ હતા તેમાં એ બેભાન મહેમાનોને નાખી દઈ દાટી દીધા. એક જ માણસ બચ્યો એણે જઈ સરમાળ લધાણીને વાત કરી. સરમાળની ફોજ નીકળી. ગામડાં ઉજ્જડ કર્યાં. મોરબીએ વિઠોબાને ઉતાર્યા. માળીઆનો કિલ્લો તૂટ્યો. સરમાળ ઘવાયો. એક બાઈ એને સૂંડલે નાખી વાંઢીએ લઇ ગઇ. પછી સાજો થઈ ને સરમાળ બારવટે નીકળ્યો. મોરબીના પાદરમાં આવી, બાઇઓને ભેગી કરીને તેમની પાસે 'ઠાકોર જિયાજીનો આજો' લેવરાવ્યો અર્થાત છાજીઆં લેવરાવ્યાં, અને પછી કોરી કોરી કાપડાની દીધીઃ 'ભેણું ! હી ગનો. કોરી કોરી આંકે મોઈ ઘીણું, આંયોસી કાપડેજી દિયાંતો. (બહેનો, આ કોરી કોરી કાપડાની દઉં છું.)

(અળખામણા હાકેમની કે પ્રતિસ્પર્ધીની ઠાંઠડી કાઢીને બાળવાનો અર્વાચીન રિવાજ મૌલિક નથી જણાતો ત્યારે તો !)

સરમાળે વાગડ–કાનમેરના ડુંગર પર કિલ્લો બાંધ્યો, પાણીનો હોજ રચાવ્યો. ત્યાંથી કચ્છનો મુલક લેવા ગયો. અંજાર માંડવી કબજે કર્યાં. માત્ર ભુજ રહ્યું. રાવ ભારાજીએ સરકારની મદદ માગી. સરકાર હળવદથી રણમાં જાય ત્યાં કાનમેરના કિલ્લામાંથી સરમાળ ને ચાંદોજી (પળાંસવાના) ઊતરીને કાપી નાખે.

પછી ભારાજીએ સરમાળને કહેવરાવ્યું કે નીચે મળવા આવો. ત્યાં લશ્કર ગોઠવેલું. ડુંગરથી ઊતરતાં બન્નેને ગોળીએ દીધા. ત્યાં બન્નેની ખાંભીઓ છે. દુહો રચાયો ને ગવાયો.

**ભારા ! ભૂપ ન મારીએ**
**ચાંદો ને સરમાળ;**
**જીવતા હત જમરાણ**
**તો ફિરંગી દેશમાં ફરત ને.**

## આત્મવંચના નહોતી

ફિરંગીઓ–ગોરાઓ–ખાસ કરીને અંગ્રેજો આ દેશમાં ફરી વળ્યા

તેની શરમ અને વેદના સોરઠી લોકજીભેથી વારંવાર ગવાતી રહી છે. ધ્વનિ એકજ ઊઠે છે કે ભાઈ, આપણે સામસામા ભરી પીત; પણ આ પરદેશી ગોરાને શીદ આપણા બેઉનાં નખ્ખોદ વાળવા બોલાવ્યો? ઓગણીસમી સદીના સોરઠી ઇતિહાસગાનનું એ ધ્રુવપદ બન્યું છે. ગોરી ફોજોથી કે એનાં મહાસંહારક શસ્ત્રસાધનોથી ડરવા ગભરાવાની કે શેહમાં અંજાવાની તો આ મુકાબલામાં મરતે મરતે પણ વાત નહોતી કોઈ વ્યક્તિને. હરએક નાનામોટા બહાદુરે ગોરાની સામે મર્દાઇનો પડકાર જ દીધો છે. એ પડકારના પડઘા સોરઠી કવિતાસાહિત્યમાં પડયા છે. મરણાન્તે પણ ગોરાને શરણે ન જવાનો મુદ્દો સચવાયો છે. ગોરામાં મર્દાનગી કે ખેલદિલીનું આરોપણ કોઈ ઠેકાણે થયું નથી. 'ગોરો બાપડો શું કરી નાખવાનો હતો!' અને 'ગોરાને શરણે ગયા તો લ્યાનત હજો!' એ બે તેમના યુદ્ધબોલ હતા. ગોરો ફાવ્યો તે તો ઘરના કુસંપથી, કાવાદાવાથી અને સંહારસામગ્રીની સરસાઇથી, એ તેમની નિશ્ચલ માન્યતા હતી. એ દૃષ્ટિએ સોરઠનું જૂનું માનસ નિરોગી હતું. ગોરો ન ઊતર્યો હોત તો વ્યવસ્થા કોણ સ્થાપત, વિદ્યા કોણ વિસ્તારત ને રેલગાડી તારટપાલ કોણ ચલાવત, એ અહોભાવના પડદા હેઠળ છુપાઈ રહેલી હિચકારી આત્મવંચના તો તે પછીની નવી પેઢીની પેદાશ છે.

## ખડ વાઢનારા

ટાંચણ–પાનું માળીઆના મિંયાણાની એક વધુ વાત આપે છે—

મિંયાણો પરબત જેડો માળીઆનો ગરીબ માણસ હતો. અબુબકર નામનો કોઈ વડોદરાનો માણસ પણ માળીઆમાં રહેતો. બન્ને ગરીબ મિત્રો ઘાસની ગાંસડી વાઢવા સીમમાં રોજ જાય. પાછા આવતી વખત થાકે ત્યારે ગાંસડી નીચે મૂકીને પરબત બોલે કે 'ભાઈ, ભારી કે પાણુ ઉપાડુ'અંઇ, હણે પાણુ હન મથે વિયે. હન પાંજા ઘોડા.' (અત્યાર સુધી આપણે ભારીને ઉપાડી છે, તો હવે આપણે એને માથે બેસીએ. આ આપણા ઘોડા કહેવાય.)

એમ કહીને બારી પર બેસે, પછી બેઉ થાકેલા ગરીબો વાતો કરે—

'ઓ ખુદા, ઘોડા દે!'

'પણ એકલા ઘોડામાં શું!'

'ત્યારે?'

'હું માળીઆનો ઉપરી થાઉં.'

'ને હું વડોદરાનો ઉપરી થાઉં.'

'તો તો આપણે લડવાના.'

'ના, કોલ દઉં છું. હું ફોજ લઇને પાછો વળી જાઉં.'

દૈવને કરવું છે તે બન્નેની માગણી ફળી. એકવાર અમુબકર વડોદરાની ફોજ લઈને માળીઆ પર આવ્યો. પરબત જેડો ફકીર-વેશે છાવણીમાં જઈ ઝાઝાં વર્ષો પર પરના કોલની યાદ આપી ઊભો રહ્યો. પરસ્પરને ઓળખ્યા. પછી અમુબકર કાંઇક બહાનું કાઢીને ફોજ ઉઠાવી પાછો ચાલ્યો ગયેલો.

## મેઘકંઠીલા પીંગળશીભાઇ

ટાંચણમાં એક પુનિત ખાંભી નજરે પડે છે. મારા મુર્શિદ કહી શકું તેવા, ભાવનગર રાજકુળના દસોંદી સ્વ. પીંગળશી પાતાભાઇનો એ સ્મરણસ્થંભ છે. અડીખમ દેહના એ મેઘકંઠીલા ચારણનું ગરવું ગંભીર વ્યક્તિત્વ એમણે એકેય કવિતા ન રચી હોત તો પણ સોરઠી જીવનને સમૃદ્ધ કરવા બસ હતું. એમની દિલાવરી, એમનો રોટલો, એમની અજાતશત્રુતા, માથું વાઢી લેવા વાંચ્છનારને પણ ખમા કહે-નારી એમની મનમોટપ, એની વાતો તો ઘણાંઘણાં હૃદયોમાં સંઘરાઈને પડી રહેશે. એમનાં પ્રભુભક્તિનાં, પ્રેમલક્ષણાયુક્ત પદો અત્યારે પણ મીરાં નરસિંહ, જીવણ આદિ સંતોની વાણીની સાથે સ્થાન મેળવી એકતારાના તાર પર ગવાઈ રહ્યાં છે. એ

ભક્તહૃદય ભડ પુરુષ સવારે બપોરે પોતાની ડેલીની ચોપાટમાં બેઠા હોય, હું જઈ ઊભો રહું, જૂની માહિતીઓ માગું તેના જવાબમાં ઘનગંભીર કંઠે 'હા...આ....આ !' એવો અવાજ કરી, આંખ સંકોડી, યાદશક્તિને ઢંઢોળી પછી વાતો કરે, પોતાના જૂના ચોપડાના ઢગલામાંથી એમના પિતાએ લખેલ પુરાણા અક્ષરોવાળાં ચારણી કાવ્યોની હસ્તપ્રતો વાંચી મને ઉતરાવે, પ્રોત્સાહન આપે, પીઠ થાબડે, એ મનોમૂર્તિ નખશિખ મોજૂદ છે.

એમના પોતાના કુળની તવારીખ પૂછતાં પોતે આ રીતે વર્ણન કર્યું–

અમારા વડવા લાખણશી કવિ જેઠવા રાજકુળના દસોંદી તરીકે આવેલા તે પાટનગર છાંયામાં રહેતા. એક દિવસ એક નધણીઆતું વહાણ ઘસડાઇને છાંયાના બારામાં આવ્યું. અંદર ઇંટો ભરેલી. સૌ થોડી થોડી ઇંટો ઘેર લઇ ગયા. દરબારગઢમાં પણ એ ઇંટોથી પાણીઆરાની ચોકડી ચણાઇ. દરબારગઢમાં રોજ પગ ધોતી વખત એ ઇંટોના ચણતર પર પગ ઘસાતાં ઘસાતાં સોનું ઝબક્યું !

તમામ ઈંટો અંદરથી સોનાના લાટા હોવાનું જણાતાં જેઠવા રાણાએ બધા પાસેથી ઈંટો પાછી મગાવી. લાખણસી કવિને પણ પાછી આપવા કહ્યું. લાખણસીભાએ કહ્યું કે 'મેં તો પાણીઆરું ચણી લીધું છે.'

'તોય કાઢી આપો.'

'જેઠવો ઊઠીને પાણીઆરું તોડશે? તો આ લે તારું આ ઘર !' કહીને ચાલ્યા આવ્યા પોતાના સસરાને ઘેર ગારીઆધાર.

પછી કોણ જાણે શા કારણથી લાખણશી ચારણ પોતાના સસરા સામે બહારવટે નીકળ્યા, અને સસરા ગારીઆધારના ગોહિલ ઠાકોરના દસોંદી હતા એટલે એ બહારવટું ગોહિલ ઠાકોર પર પણ ચલાવ્યું.

## બાપના પાપનું પ્રાયશ્ચિત્ત

એ બહારવટામાં પોતે સુરા મેરી નામના રજપૂતના છ દીકરા

મારેલા. એક દિવસ લાખણસીભાઇ સણોસરા પાસે સાંઢીડા મહાદેવ નજીક સૂતેલા ત્યાં રાજની વાર ચડી પણ સુરો મોરી, કે જેના ૭ દીકરાનો લાખણસી કવિના બહારવટાએ ભોગ લીધેલો તેણે પોતે જ ચારણની હત્યા લાગશે એવી લાગણી થઈ આવવાથી પોતાની ઘોડી મોખરે કરી, જઇને લાખણસીભાઈ ને જગાડયા, 'ભાગો, આ લ્યો મારી ઘોડી.'

લાખણશીભાઈ:—તારા દીકરાનાં મોતનાં નેવળ મારા પગમાં પડી ગયાં. હું લાખણશી હવે ન ભાગું.

પોતાનો ભાણેજ હતો સાથે, એને કહે કે તું ભાગી છૂટ. ભાણેજ કહે, ન ભાગું. મામો ભાણેજ વારની સામે તરવાર ખેંચી ઊભા રહ્યા. વચ્ચે ઊભો સુરો મોરી, વારને કહ્યું, 'પહેલા મને મારો, પછી ચારણને.'

વારમાંથી બંદૂક છૂટી. સુરાના પગમાં ગોળી વાગી. લાખણશીભાઇ પણ મરાણા. એના બે દીકરાને સુરા મોરીએ પાળ્યા ને ભણાવ્યા.

(પોતાના ૭ દીકરાનો પ્રાણ લેનારના બે દીકરાને આવું રક્ષણ આપનાર રાજપૂતી સોરઠના પ્રાણબોલ સંભળાવે છે.)

એ બે ચારણો, વજો ગઢવી અને ભાયો ગઢવી ગારીઆધાર છોડી સંવત પંદરમાં ઉમરાળે ઠાકોર વીસાજી ગોહિલ પાસે આવી રહ્યા.

એક દિવસ વીસાજી ઠાકોર ઘેર નહિ. કાઠીઓએ ધણ વાળ્યું. વજોભાઈ દોડયા, હાક મારી કે 'કાઠી, મેલી દે માલને.'

કે 'તારાં ચારણનાં બે હોય ઈ લઈ લે.'

કે 'ના, ના, તમામ પાછાં વાળ. મારો ધણી ઘેરે નથી.'

'નહિ મળે.'

એટલે વજાભાઇ ચારણે ત્રાગા રૂપે ગળે તીર નાખ્યું.

કાઠી લૂંટારો હસીને કહે કે 'ફિકર નહિ, એટલું વીંધ તો ચારણના ગળામાં હોય!'

જવાબમાં ચારણે ગળામાં બરછી પરોવી. પછી પેટ તરવાર નાખી. દેહ પાડી નાખ્યો.

એ ખાંભી સ્વ. પીંગળશી પાતાભાઇની.

## પૂંછ ન મેલાય

જૂના સાવર ગામના ખુમાણ દરબારોને ઘેર ભગવાનો દેશો વાળો બરોબર બપોરે મહેમાન થયો છે. રોટલા ખાય છે. દરબારને દૂધની ટેવ છે. પણ બપોરવેળાએ દૂધ કયાંથી હોય ?

દેસોવાળો કહે છે : 'આ ભેંસું બેઠી. દોઇ લ્યોને !'

'બાપુ ! કટાણે કાંઈ ભેંસું મળે ?'

'તો પૂંછ મેલીને દોઈ લ્યો.'

'પૂંછ મેલીને' એટલે કે ભેંસનાં પૂછડાનો છેડો ભેંસના યોનિ-ભાગમાં મૂકીને. ભેંસને દૂધનો પ્રાસવો મુકાવવાની એ એક જુક્તિ છે.

ખુમાણોએ ખેદ દર્શાવ્યો: 'બાપ ! કાઠીનો દીકરો, હિંદુનો દીકરો પૂછ મેલીને દોયેલું દૂધ ખાય ?'

'દોઇ લ્યો આપણા જણમાંથી કોક.' એવી સૂચના દેસાવાળાએ પોતાના જોરના મદમાં પોતાનાં માણસોને આપી, એટલે ઠંડે કલેજે ખુમાણોએ સંભળાવ્યું: 'ન દોવાય.'

'કેમ ?'

'કાંડાં હેઠાં પડે !'

'ઠીક તો જોજે, જૂના સાવરમાં હરણાં બેસારીશ.'

'હરણાં બેસારીશ' એટલે ઉજ્જડ વેરાન બનાવીશ.

'ખુશાથી.'

'દેસાનું તો દાટણ' એવું મુલકમાં ઓઠું દેવાતું. એટલે કે દેસો-

વાળો જ્યાં ત્રાટકે ત્યાં દાટ જ વાળી દે.

એક દિવસ ઓચીંતો દેસોવાળો ચડયો દોઢ હજારનું કટક લઇ. એમાં ત્રણ આરબોની બેરખ હતી.

મીર બોલ્યો : 'બાપ, સાવરને માથે ન જવાય. ઇ પાણી નોખું છે.'

ન માન્યા. ચાલ્યા. બાવળની ગીચ કાંટય વચ્ચે આવી. એમાં રસ્તો ભૂલ્યા.

કાંટયમાં વાઘરી ને વાઘરણ કજીઓ કરે. વાઘરણે કટકવાળાંને પૂછ્યું: 'કોને માથે જાય છે બાપુ?' કે 'જૂના સાવરને માથે. ચાલ, કેડો બતાવ.'

વાઘરી-વાઘરણે કટકને ખોટો રસ્તો ચિંધાડયો.

વાઘરણ ચોંકી ઊઠી. ધણીને કહે કે 'પીટયા, જૂનું સાવર તો મારું પિયર; ઇનો આ દાટ વાળી દેશે, ધ્રોડ, હડી કાઢ ઝટ.'

અને વાઘરી કજીઓ મૂકી, મૂઠીઓ વાળીને દોડતો સાવર પહોંચ્યો. કટક આવે છે એવી જાણ કરી.

હવે શું કરવું ? ગામમાંથી જુવાન મરદો ગેરહાજર હતા.

એક આપો : બુઢ્ઢો એવો : આવ્યો. જુક્તિ બતાવી. એક મોટો બાવળ કપાવીને એક ઝાંપે આડો બીડી દીધો. બીજે ઝાંપે ગાડાંની હેડ ગોઠવી દીધી. બુઢ્ઢા કાઠીઓ ગામમાં હતા તેમાંથી અકેકેક જણ એક એક ગાડા નીચે બેસી ગયાં. દુકાનો ઉપર બબ્બે બુઢ્ઢા લપાઇ ગયા : અને એ બધું બતાવનાર મુખ્ય બુઢ્ઢાએ કટકની સામે જઇ, રાતવેળા આવતા કટકમાં આરબની બેરખની મશાલ ઓલવી નાખી.

અંધારામાં જે ધીંગાણું થયું તેમાં દેસોવાળો ભૂંડો દેખાઇને પાછો ફરી ગયો.

## જીવવું મીઠું લાગતું

ભેંસને પૂંછ મેલીને દોવાની સાદી બાબત · પણ જે સમાજમાં સદાચારની વિઘાતક ગણાતી હતી તે સમાજની નીતિરક્ષાનો આ પ્રશ્ન હ્યો; ધણીની ગેરહાજરીમાં એનું ધણ ચોરાય તે ટાણે આશરાવાસી ચારણને મરી મટવાનું સૂઝે એ સ્વધર્મનો પ્રશ્ન નિહાળો; કોઈ પણ એક કિસ્સો ઉપાડો. એકજ મહાપ્રશ્નનાં એ પાસાં હતાં. માનવી તો તે સમયનો પણ, જીવનને મીઠું ગણતો. શોખને ખાતર એ કંઇ ઓછો જ કટકા થઈ જવા નીકળતો! ધર્માંધતા અગર રૂઢ સામાજિક માન્યતા પર એ હારાકીરી નહોતો કરતો. પણ જીવનની મીઠપને બેસ્વાદ બનાવી મૂક તેવું કંઈ થતું ત્યારે પછી મૃત્યુથી ચાતરીને લૂખા ફિક્કા જીવનને વળગવું એને નિરર્થક લાગતું. જીવનની પાસેથી તો એ માનવી પણ ચારે હાથે મોજ ને મીઠાશ માગતો. જિજીવિષાના એ પિયુષને ઝીલતું આ ટાંચણપોથીનું છેલ્લું પાનું, એક રાજવણ કાઠીઆણી પાસેથી મળેલા શૃંગાર—ગીતને જીર્ણાવસ્થામાં ય જાળવી બેઠું છે. એ પીરસીને બીજી ટાંચણપોથીને વિદાય દઉં છું ને એક પરકમ્મા પૂરી કરું છું

પોપટડી રે' તોરલો કંથ
કાં રે પોપટ દૂબળો?

દિ'વારે રે વનફળ વેડવાં જાય
રાતે પોપટ પાંજરે.

હાથણલી રે! તોરલો કંથ
કાં રે હાથી દૂબળો?

દિ'વારે રે દરબાર ઝૂલવા જાય
રાતે હાથી સાંકળે.

નાની વહુ રે! તોરલો કંથ
કાં રે ..ભાઇ દૂબળો?

દિ'વારે રે ઘોડલાં ખેલવવા જાય
રાતે રમે સોગઠે.

# ઝવેરચંદ મેઘાણીનાં સાહિત્યસર્જનનાં

## પંચોતેર પુસ્તકો — પચીસ વરસ

### લોકકથાઓ

ડોશીમાની વાતો
સૌરાષ્ટ્રની રસધાર (ભાગ ૧–૫)
કંકાવટી (ભાગ ૧–૨)
દાદાજીની વાતો
સોરઠી બહારવટીઆ (ભાગ ૧–૩)
સોરઠી સંતો
સોરઠી ગીતકથાઓ
પુરાતન જ્યોત
'રંગ છે બારોટ!'

### લોકગીતો

રઢિયાળી રાત (ભાગ ૧–૪)
ચૂંદડી (ભાગ ૧–૨)
હાલરડાં
ઋતુગીતો

### વ્રતકથાઓ

કંકાવટી (ભાગ ૧–૨)

### પ્રવાસ

સૌરાષ્ટ્રનાં ખંડેરોમાં
સોરઠને તીરે તીરે

### વિવેચન

લોકસાહિત્ય
પગદંડીનો પંથ–લોકસાહિત્ય
ચારણો અને ચારણી સાહિત્ય
ધરતીનું ધાવણ
ઠક્કર વસનજી માધવજી વ્યાખ્યાનો

### ઈતિહાસ

એશિયાનું કલંક
હંગેરીનો તારણહાર
મિસરનો મુક્તિસંગ્રામ
સળગતું આયર્લેંડ
ભારતનો મહાવીર પાડોશી
વ્રજ–મિલાપ

### જીવનકથા

ઠક્કર બાપા
બે દેશદીપક
દયાનંદ સરસ્વતી

### નવલકથા

સત્યની શોધમાં
નિરંજન
વસુંધરાનાં વહાલાં દવલાં
સોરઠ તારાં વહેતાં પાણી
સમરાંગણ
અપરાધી
વેવિશાળ
રા' ગંગાજળિયો
બીડેલાં દ્વાર
ગુજરાતનો જય (ખંડ ૧–૨)
તુલસી–ક્યારો
પ્રભુ પધાર્યા

### નાટકો

રાણો પ્રતાપ
રાજા–રાણી
શાહજહાં
વંઠેલાં

### ગીતો–કાવ્યો

વેણીનાં ફૂલ
કિલ્લોલ
યુગવન્દના
એકતારો
બાપુનાં પારણાં
રવીન્દ્ર–વીણા

### વારતા

કુરબાનીની કથાઓ
વર્તમાન યુગના બહારવટીઆ
જેલ ઑફિસની બારી
પ્રતિમાઓ
પલકારા
મેઘાણીની નવલિકાઓ (ભાગ ૧–૨)
માણસાઈના દીવા

### લેખસંગ્રહ

વેરાનમાં
પરિભ્રમણ
સાંબેલાંના સૂર
પરકમ્મા

# સ્વયંસ્ફુરિત વિવેચનશૈલી

મેં સેવી હતી તે એક મહત્ત્વની આશા સફળ થઈ છે. યુનિવર્સિટીના અભ્યાસીઓને આ વિવેચનાઓએ લોકસાહિત્યમાં રસ લેતા કર્યા છે. મારી વિવેચનશૈલીને તેમણે સત્કારી છે. એ શૈલી શાસ્ત્રીય છે કે અશાસ્ત્રીય, એ પ્રશ્ન કદી ઉપસ્થિત થયો નથી. મારી વિવેચનાઓ ૧૯૨૪થી લખાતી રહી છે. એનો વિવેચનદેહ આપોઆપ જ બંધાતો રહ્યો છે. યુનિવર્સિટીના કોઈ 'થીસીઝ' મારા વાંચવામાં આવી નથી. મારા વિષયના સેવનમાંથી મને જે જે સ્ફુરતું ગયું ને તે હું મૂળ સાહિત્યખંડોને સુસ્પષ્ટ તેમજ રસપુષ્ટ બનાવવા ખાતર લખતો ગયો છું. પદાવેલી પોપટવાણીનો ભોગ નથી બન્યો તે પણ પ્રભુનો પાડ થયો છે. વિષય જે અર્થમાં 'ધરતીનું ધાવણ' છે, તે અર્થમાં આ વિવેચનાઓ પણ મને તો 'ધાવણ' રૂપે જ સાંપડી છે. વાંચકો પણ એ જ રૂપે એનું સેવન કરે.'

૧૯૪૪ 'ધરતીનું ધાવણ'ના નિવેદનમાં

**ભારતી સાહિત્ય સંઘ લિ.**

પો. ઑ. નં. ૯૭૮ • મુંબઈ-૧

પો. ઑ. નં. ૭૩ • અમદાવાદ

